# નિવેદન

આ પુસ્તકમાં રહેલ ભાગ ૪ માં લખાયેલ રેડીઓ એકટીવિટી સંબંધેનું, વિસ્તારથી લખાયેલ, અંગ્રેજી ભાષાંતર લેખક તરફથી ટુંક સમયમાં છપાઇ બહાર પડશે.

લેખક.

# અનુક્રમણિકા

## ભાગ ૧ શતપથ બ્રાહ્મણમાં રહેલ મુખ્ય સિદ્ધાંતો.

# ભાગ ૪ રેડિયો એકટીવિટી



## ઉપસંહાર

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૩–૩૭–૪૯–૮૧, ૯૫, ૧૨૭, | Redio Emrgy | Radio Activity. |
| ૩ | પરિભ્રામણ | પરિભ્રમણ |
| ૪ | અવનો ચકને | અને ધાંચકને |
| ૧૯ | વિધુત | વિદ્યુત |
| ૬૯ | રદ્દદ | ન્દ્રય |
| ૭૧ | વિદ્યુતની | વિદ્યુતના |
| ૭૩ | તરીકે | રીતે |
| ૧૦૧ | ૩૬૦+૪ | ૩૬૦×૪ |
| ૧૦૬ | पराची दै देवीनाम् | पराचो वै देवानाम् |
| ૧૦૯ | Electrous | Electrons |
| ૧૩૩ | કપલ | કપાલ |
| ૧૪૦ | આકાર | આહાર |
| ૧૪૩ | સમયતો | સમયનો |

# પ્રસ્તાવના

ભારત વર્ષમાં, ભિન્ન ભિન્ન પ્રકારના ધર્મના સિદ્ધાંતો પ્રવર્તે છે, જેનું સંશોધન કરવા, ઠેકઠેકાણે પ્રવચન થાય છે તથા પરિષદો ભરાય છે; પરંતુ મનુષ્ય સ્વભાવને રૂચિકર ઉકેલ હજુ સુધી મળી આવ્યો નથી. ધર્મના સિદ્ધાંતોમાં ભાવના અને વિજ્ઞાનનો સમાવેશ હોવો જોઈએ, એવું વિદ્વાનોનું માનવું . આવા ધર્મના સિદ્ધાંત લગભગ સર્વ ધર્મના પુસ્તકોમાં મળી આવે છે. 'વેદ' ધર્મના સિદ્ધાંત બતાવનાર સાહિત્ય હોઈ વેદની અંદર રહેલ અમુક ભાગના રહસ્ય ઉપર પ્રકાશ પાડવા લેખકે અહિં પ્રયાસ કરેલ છે જેની અંદર ક્ષતિયો હોય, તે સુજ્ઞ વાંચક વર્ગ સુધારી લેશે એવી લેખક આશા રાખે છે.

વેદના સાહિત્ય ઉપર લખવું એ નાનીસુની વાત નથી. વિદ્વાનો પણ વેદના સાહિત્ય ઉપર સંપૂર્ણ પ્રકાશ પાડવા કોઈ-વાર અસમર્થ નિવડયા છે અને છતા ઘણા વિદ્વાનોએ વેદના સંબંધે લખવા પ્રયાસ કર્યો છે તેવી રીતે લેખકનો આ પ્રયાસ ભૂલ ભરેલ હશે છતાં અસ્થાને તો નહિ ગણાય. પુષ્પદંતાચાર્યે શ્રી શિવ મહિમ્નઃ સ્તોત્રના પ્રથમ શ્લોકના ઉત્તરાર્ધમાં કહ્યું છે કે

> અથાવાચ્યઃ સર્વ સ્વમતિ પરિણામા વધિગૃણન્
> મમાપ્યેષ સ્તોત્રે હર નિરપવાદઃ પરિકરઃ
> ઉપરોક્ત ન્યાયે લેખકનો આ પ્રયાસ છે.

'શતપથ બ્રાહ્મણ' એ શુક્લ યજુર્વેદનો એક ભાગ છે, જેમાં મૈત્રાયણી શાખા, વાજસનેયી માધ્યન્દિન શાખા તથા કણ્વ-શાખાના સિદ્ધાતો રહેલા છે. શુક્લ યજુર્વેદના ઘણા મન્ત્રો, કંડિકાઓ રૂપે શતપથ બ્રાહ્મણમા મળી આવે છે, એટલું જ નહિ પણ ઋગ્વેદના અમુક મન્ત્રો તેના મૂળ પાઠમા શતપથ બ્રાહ્મણમાં મળી આવે છે.

શતપથ બ્રાહ્મણમા મળી આવતી અમુક આખ્યાયિકાઓ તથા વિચારશ્રેણી બાઇબલ (Holy Bible)મા મળી આવે છે બાઇબલમા રહેલ સિદ્ધાતો સમજાવનાર મૂળ વ્યક્તિ હઝરત મુસા છે જેથી હઝરત મુસા પ્રથમ થયા કે શતપથ બ્રાહ્મણના સિદ્ધાતો પ્રથમ જાણવામા આવ્યા તે નક્કી કરવુ આવશ્યક છે

શતપથ બ્રાહ્મણ કાળ નિર્ણય આ પુસ્તકના પ્રકરણ ૨મા આવેલો છે જે આધારે કહી શકાય છે કે આજથી ૬૫૬૩ વર્ષ પૂર્વે શતપથ બ્રાહ્મણના સિદ્ધાતો જાણવામા આવ્યા છે

હઝરત મુસા(Moses) કે જેણે બાઇબલમા રહેલ મુખ્ય સિદ્ધાતો જન સમાજને સમજાવ્યા છે, તથા જેની ઝાખી શતપથ બ્રાહ્મણમા થાય છે તે હઝરત મુસા આજથી કેટલા વર્ષ પૂર્વે થયા તે જોઇએ.

હઝરત મુસાનો જન્મ, મિસરદેશ Egypt મા થયો તે વખતે ઇઝરાઇલ કોમ, મિસર દેશમા ગુલામી ભોગવતી હતી હઝરત મુસા પુખ્ત ઉમરમા આવતા તેણે ઇઝરાઇલ કોમને પર્યટન કરાવી મિસર દેશમાથી હાલના સિરીઆમા આણી અને ગુલામીમાથી મુક્ત કરી સ્વતત્ર બનાવી

તે વખતે અશ્વિની નક્ષત્ર (Aries the Ram) વિષુવવૃત ઉપર હશે એવુ અનુમાન કરાય છે કારણ કે આજે પણ ઇઝરાઇલ કોમ આશ્વિન માસ (Nisan)ને પવિત્ર માસ તરીકે માને છે અને આશ્વિન માસ અશ્વની નક્ષત્ર સાથે સકળાયેલ છે તે તો સહુ કોઇ જાણે છે. અશ્વિની નક્ષત્ર આજથી ૩૦૦૦ વર્ષ પૂર્વે વિષુવવૃત ઉપર હતુ

૨ હઝરત મુસા ભગવાન બુદ્ધ પહેલાના સમયમા થયેલ છે અને ભગવાન બુદ્ધ, જીસસ ક્રાઇસ્ટના પહેલાના સમયમા થયેલ છે કારણ કે, હઝરત મુસાએ સમજાવેલ સિદ્ધાતોમા ભગવાન બુદ્ધના સિદ્ધાંતોની ઝાખી થતી નથી જ્યારે જીસસ

ક્રાઇસ્ટે સમજાવેલ સિદ્ધાંતોમા, ભગવાન બુદ્ધના સિદ્ધાંતોની ઝાંખી થાય છે. જીસસ ક્રાઇસ્ટ આજથી ૧૯૫૦ વર્ષ પૂર્વે થયા, ભગવાન બુદ્ધ ત્યાર પહેલા એટલે આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે થયા અને હજરત મુસા ત્યાર પહેલાના સમયમા થયા

૩ અમેરીકન આર્ટિસ્ટ મી. રોબર્ટ રીપલે તેના 'Believe it or not' નામના પુસ્તકમા લખે છે કે હજરત મુસા તથા તેનો ભાઇ 'આરન' ઇ સ પૂર્વે ૧૩૦૦ વર્ષના (આજથી ૩૩૦૦ વર્ષ પૂર્વે)ના અરસામા થયા.

ઉપરોકત ત્રણ મુદ્દાથી નક્કી થાય છે કે હજરત મુસા આજથી લગભગ ૩૩૦૦ વર્ષ પૂર્વેના સમયમા થયા જ્યારે શતપથ બ્રાહ્મણ આજથી ૬૫૬૩ વર્ષ પૂર્વે લખાયુ છે એટલે કે શતપથ બ્રાહ્મણ પ્રથમ લખાયુ છે અને ત્યાર પછી લગભગ ૩૨૬૨ વર્ષ પછીના સમયમા હજરત મુસા થયા જેણે શતપથ બ્રાહ્મણમા રહેલ સિદ્ધાંતોને એક, યા, બીજા રૂપમા બાઇબલમા મૂકયા હશે એમ અનુમાન કરી શકાય

'વિશ્વભારતી' નામના ત્રૈમાસિક સમાચાર પત્રમા, થોડા સમય પહેલા એક લેખ આવેલ જેમા લખ્યુ હતુ કે ઇ સ પૂર્વે ૧૪૦૦ વર્ષ (આજથી પૂર્વે ૩૪૦૦ વર્ષ)ના સમયનો એક શિલાલેખ, માટીની ઇંટ ઉપર પકાવેલ, મેસેપોટેમીયાના એક પ્રાંતમાથી, ખોદકામ કરાવતા મળી આવેલ છે જેમા ત્યાની ભાષામા લખેલ છે કે ' આ સંધિની શરતો આપણને, મિત્રા વરૂણ, ઇન્દ્રના મતવડે પળાવે ' આ સંધિ મિતાની આર્યોએ (મિત્રાવરૂણ અગર મૈત્રાયણી શાખાના યજુર્વેદિ આર્યો) એશિરીયન વંશના તે વખતે રમના લોકો નાનાકોલ, લડાઇમા હરાવી, કરાવી હતી એવુ ઉપરોકત શિલાલેખ ઉપર લખેલ છે.

મિત્રાવરૂણ અને ઇન્દ્ર, શતપથ બ્રાહ્મણમા જેની મહત્તા બતાવવામા આવી છે એવા દેવોમાના મુખ્ય દેવ છે ઉપરોકત

શિનાનેખ હજરત મુસાના સમય પહેના એકાદ બેકા પહેલાનો હોય તેવુ જણાય છે જે વખતે સિરીયા અને મેસેપોટેમીયામા, શતપથ બ્રાહ્મણના સિદ્ધાતો જોરશોરથી ચાનતા હશે એમ ઉપ રોકત શિનાનેખ ઉપરથી જણાય છે અને સદરહુ સિદ્ધાતોની સિદ્ધિને લેખે તેમા કઇક રહસ્ય રહેલુ હશે એવુ હજરત મુસાને જણાતા, તેણે જાણ્યે અજાણ્યે પણ શતપથ બ્રાહ્મણના સિદ્ધાતો બાઇબલમા મુકયા હશે એમ અનુમાન કરી શકાય

શતપથ બ્રાહ્મણમા રહેન અમુક આખ્યાયિકાઓ તથા અમુક સિદ્ધાતો જેની ઝાખી બાઇબલમા થાય છે તે વિષે આ પુસ્તકના ભાગ ૩ મા લખવામા આવેલ છે

છેલ્લા ૨૦૦ વર્ષ દરમ્યાન પાશ્ચાત્ય વિદ્વાનોએ શતપથ બ્રાહ્મણ ઉપર વ્યકત કરેલ અભિપ્રાય—

આ વિદ્વાનોના મુખ્ય ત્રણ વ્યકિત જોવામા આવે છે

પ્રો મેક્સમુલર

પ્રો વેબર

પ્રો જ્યુલિઅસ એગલિંગ

પ્રો મે સમૂલરે શતપથ બ્રાહ્મણ સબધે વ્યકત કરેલ અભિપ્રાય આ પુસ્તકના ભાગ ૨ અશ્વમેધ ૧ ૩ ૧૩ અ ૭ ગ્ના ૮ માં લખ ગેલ હોઇ અહિં આપેલ નથી

prof julius Eggeling નામના વિદ્વાને શતપથ બ્રાહ્મણનો અક્ષરશ તરજુમો અગ્રેજીમા કરી જન સમાજ ઉપર મહદ ઉપકાર કરેલ છે, પરતુ શતપથ બ્રાહ્મણ સાકેતિક ભાષા (Code Language) મા લખાયેલ હોઇ, તેનુ રહસ્ય જ્યુલિઅસ એગલિંગના સમજવામા આવ્યુ નથી એવુ, તેણે લખેલ, તે સબધેની પ્રસ્તાવના ઉપરથી જણાય છે

Part 2—The Brahmins it is well-known, form our chief if not our only source of

information, regarding one of the most important periods in the social and mental developement of India

Now these theological treatises, composed chiefly with the view of elucidating the sacrificial texts and explaining the origin and hidden meaning of the various rites, form one of the most important developements, of the literature of the period which succeeded the system of arrangement of the sacrificial ceremonial and in which we must place the gradual consolidation of the Brahmanical history They are essentially, digests of a floating mass of single discourses or dicta on various points of the ceremonial of worship, ascribed to individual teachers and handed down orally in the theological schools Single discourses of this kind were called Brahman, probably either because they were intended for the instruction and guidance of priests (Brahmans) generally, or because, they were for the most part, the authoritative utterances of such as were thoroughly versed in the Vedic and sacrificial lore and competent to act as Brahmans or superintending priests

And notwithstanding the general emptiness of the speculations of the Indian theologians, there are as Prof Max Muller observes Passages

an the Brahmanas full of genuine thought and feeling and most valuable as pictures of life and as records of early struggles which have left no trace in the literature of other nations.

Of all the schools of the old Yajus, those of the Taittiriyas seem to have attracted by far the greatest number of adherents, and in southern India their texts have continued pre-eminently the subject of study till the present day. In the northern India on the other hand, they have been largely superseded by their later rivals. On account of the lucid arrangement of their sacred texts, the Vajasaneyins called the White (Shukla) yajur Veda, the term Black or Dark (Krishna) Yajur Veda, being for the opposite reason applied to the texts of the older school

ઉપરોક્ત વિધાનમા કહેવામા આવેલ ૪ મુદ્દા સ્પષ્ટતા માગે છે —

૧ તૈત્તેરીય સહિતા

૨ ઉત્તર હિંદુસ્તાનમા પ્રચલિત શુક્લ યજુર્વેદ

૩ દક્ષિણ હિંદુસ્તાનમા પ્રચલિત કૃષ્ણ યજુર્વેદ

૪ વાજસનેયી

૧ તૈત્તેરીય સહિતા કાંડ ૧ અ ૬ પ્રશ્ન ૩ કંડિકા ૩ તેતરની પાંખ ઉપર ઘૃત અને મધના છાંટા પડ્યા, માટે તેતરની પાંખ નોખા નોખા રંગની હોય છે ઘૃત છે એ અગ્નિનું પ્રતિક છે

અને મધ છે એ સોમનું પ્રતિક છે. તૈતેરીય સંહિતા એટલે તે સહિતા જેના અંદર અગ્નિ અને સોમની મહત્તા વિષે લખવામાં આવેલ છે.

૨. ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત શુકલ યજુર્વેદ.

કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૪૧ શુકલ છે એ અગ્નિના સ્વભાવનું છે અને કૃષ્ણ છે એ સોમના સ્વભાવનું છે. શુકલ યજુર્વેદમાં પ્રાધાન્યપણે અગ્નિ રહેલ છે, જ્યારે કૃષ્ણ યજુર્વેદમાં પ્રાધાન્ય પણે સોમ રહેલ છે.

અગ્નિનું સ્થાન ઉત્તર દિશામાં રહેલ હોઇ, ઉત્તર હિંદુસ્તાનમાં શુકલ યજુર્વેદ પ્રચલિત છે.

૩. દક્ષિણ હિંદુસ્તાનમાં કૃષ્ણ યજુર્વેદ પ્રચલિત છે કારણ કે દક્ષિણ દિશામાં સોમનું સ્થાન રહેલ હોઇ, કૃષ્ણ યજુર્વેદ જેમાં સોમ પ્રાધાન્ય પણે રહેલ છે તેને માન્ય રાખવામાં આવેલ છે.

આર્યો પોતાના આદ્ય નિવાસમાંથી પર્યટન કરી જે જે જગ્યાએ નવા નિવાસ માટે ગયા છે તે તે જગ્યાએ તેમણે ઉત્તર દિશામાં માતાનું સ્થાન (અગ્નિ) અને દક્ષિણ દિશામા સોમ (મહાદેવ)નુ સ્થાન રાખેલ છે.

૪ વાજસનેયી, વાજસ એટલે અન્ન. પશુઓ અન્ન છે. પશુઓ એ દેવોના છંદ છે. છંદ એટલે વાક, ગર્જના. માટે વાજસ એટલે ગર્જના,

વાજસ શબ્દ મુખ્યત્વે કરીને માધ્યન્દિન શાખા સાથે જોડાએલો હોય છે અને માધ્યન્દિન એટલે વિદ્યુતની મુવાનો સમય જે સમયે ગર્જના ઘણી જોરદાર રહેલ છે. વિશ્વકાર્યમાં, ગર્જના, મુખ્ય કામ કરે છે જે ઉપરથી નાદ બ્રહ્મની મહત્તા કહેવાય છે.

The Brahman of Vagasaneyins bears the name of Satapatha that is the Brahmana of a hundred paths, because it consists of a hundred lectures.

શતપથ બ્રાહ્મણની વ્યાખ્યા કરતાં પ્રો. જ્યુલિઅસ એગલિંગ લખે છે કે શતપથ બ્રાહ્મણ એક વિદ્વાન બ્રાહ્મણ (યાજ્ઞવલ્કય જેવા)ના હાથે લખાયેલું પુસ્તક છે જેમાં એકસો અધ્યાય (શતપથ) રહેલા છે.

બ્રાહ્મણ એટલે બ્રહ્મ (અગ્નિ અંગિરઃ) જે એકસો વર્ષના પરિભ્રમણમાં (શતપથ) ફરે છે તે. અગ્નિ અંગીરઃ જે એકસો વર્ષના પરિભ્રમણમાં ફરે છે, તેને વિષે જેમાં કહેવામાં આવ્યું છે તે શતપથ બ્રાહ્મણ-લેખક-સમર્થન કાંડ ૬ અ ૭ બ્રા. ૩ કંડિકા ૬ હે અગ્નિ અંગિરઃ તું કે જે એકસો રસ્તે વિચરવાવાળો છે તથા હજાર વખત પાટા ફરે છે વગેરે.

The Madhyandin text of the Satapatha is divided into fourteen books (Kanda): For several reasons however some of these books have to be assigned to a later period than the others. In the first place, the twelth Kanda is called Madhyama 'the middle one' a fact which in itself would suggest the idea that, at the time when this nomenclature was adopted, the last five books (or perhaps books 11–13) were regarded as a separate portion of the work.

કાંડ ૧૨ ને 'મધ્યમા'ના નામથી સંબોધેન હોઇ ઉપરોકત વિધાનમાં કલ્પના કરવામાં આવેલ છે કે કાંડ ૧૪ લખવામાં કોઈ જાતનો ક્રમ સચવાયો નથી. વાસ્તવિકતાએ કાંડ ૭ મું

'મધ્યમા' હોઈ શકે; પરતુ કાડ ૧૨ મુ મધ્યમા હોવાથી તે પાછળથી લખાયુ હશે "મધ્યમા' અટલે પાચ દેવમાનો મધ્યમા રહેન દેવ, ઇન્દ્ર. દેવોનો ક્રમ નીચે પ્રમાણે છે. અગ્નિ, સોમ, ઇન્દ્ર, વિષ્ણુ અને વિશ્વદેવા કાડ-૧૨ મા લખાયેન સાહિત્ય મુખ્યત્વે ઇન્દ્ર સંબધેનુ છે—લેખક

Now the subject with which these four Kandas (6–7–8–9) are chiefly concerned is the Agni-Kayana or the construction of the sacred fire-altar. For reasons urged by Prof, Webur it would appear not improbable, that this part of the ceremonial was specially cultivated in the North-western districts, and since the geographical allusions in these four Kandas chiefly point to that part of India, while those of the other books refer almost exclusively to the regions along the Ganges and Jumna, we may infer from this, that the fire ritual adopted by the Vajasaneyins, at the time of the first redaction of their texts—that is of the first nine Kandas as far as the Brahmana is concerned—had been settled in the North-west of India.

Prof. Webur concludes—In the story of Maghva Videha (કાડ ૧અ૪ બ્રા ૧) tradition seems to have preserved a reminiscence of the eastward spread of Brahmanical civilisation amongst the peoples that occupied those regions, a prominent

position is assigned in the Satapatha, to the closely allied Kuru-Panchalas. The Kurus occupied the districts between the Jamna and the Ganges the so-called Madhya Desha or middle country, and the Panchalas bordered on them towards the south-east. According to to the Satapatha Brahmana XIII 5-4-7 the Panchalas were in olden times called Kuru, and a tribe of this name is evidently referred to in the Rig Veda

શતપથ બ્રાહ્મણમા આવેલ અમુક વિધાન ઉપરથી પ્રો વેબર આર્યોના આદ્યનિવાસ સબધે તથા ત્યાથી પર્યટન કરી આર્યો નવા સ્થાનમા ગયેલ છે તે સબધે કલ્પના કરે છે, અને તેના આધાર તરીકે તેણે વાયવ્ય પ્રાત, ગગા યમુના વચ્ચેનો પ્રદેશ તથા ગડકી નદી લીધેલ છે

શતપથ બ્રાહ્મણમા કુરુક્ષેત્રનો ઉલ્લેખ ઠેકઠેકાણે મળી આવે છે જેને પ્રો વેબરે હાલનુ કુરુક્ષેત્ર જે વાયવ્ય પ્રાતની નજદીક આવેલ છે, તેને લીધેલ છે જ્યારે શતપથ બ્રાહ્મણમા વપરાયેલ શબ્દ હાલના કુરુક્ષેત્રને સબોધીને લખાયેલ નથી

કુરુક્ષેત્ર એ મૂળમા ચરુક્ષેત્ર એટલે ક્ષેત્ર જેનો અંદર દ્રોણ કલશ મૂકવામા આવે છે, તે છે દ્રોણ કલશ, વિદ્યુતનુ ગર્ભનું સ્થાન જે ઈશાન ખૂણામા આકાશમા ઘણે ઉંચે રહેલુ છે ત્યા મૂકવામા આવે છે, પ્રાણિઓમા રહેલ ગર્ભાશયમા જ્યારે ગર્ભ રહેલ હોય છે, અને એ ગર્ભની આસપાસ અમુક પ્રમાણમા પાણી રહેલુ હોય છે, ત્યારે તે પાણીથી ભરેલ ઘડાની આકૃતિનુ દેખાય છે જે કલ્પના ઉપરથી વિદ્યુતના ગર્ભના સ્થાનને ઉપરોક્ત ઉપમા આપી હોય તેવુ જણાય છે

સમર્થન કાંડ ૧૪ અ ૧ બ્રા ૧ કંડિકા ૧,૨ અગ્નિ, સોમ, ઇન્દ્ર, વિષ્ણુ, અને વિશ્વદેવો કુરુક્ષેત્રમાં યજ્ઞ કરતા હતા.

ઐતેરીય બ્રાહ્મણમ્ Book VII ૨-૧૦-૨૩-૨૮ દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થતાં, અસુરોએ દેવોને ક્રમે કરીને પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર દિશાઓમાંથી હાંકી કાઢ્યા. દેવો ઈશાન ખુણમાં ગયા, જ્યાં તેઓ વિજયી થયા. ઇશાન ખુણ એ એવું સ્થળ છે કે જ્યાં, દેવો હાર ખાતા નથી.

જનન્ત પયતાપુત્ર નતિરતીએ વસિષ્ટ ગોત્રવાળા સત્યહવ્યના પુત્રની મદદ વડે, ઇશાન ખુણ સિવાયની સમસ્ત પૃથિવી ઉપર વિજય મેળવ્યો. ત્યાર પછી તેણે સત્યહવ્યના પુત્રને વિનંતી કરી કે બાકી રહેલ ઇશાન ખુણ ઉપર તે તેને વિજય પ્રાપ્ત કરાવી આપે. સત્યહવ્યના પુત્રે રાજપુત્રને કહ્યું કે ઇશાન ખુણમા દેવોનો વાસ છે જેથી ત્યા વિજય પ્રાપ્ત કરવો એ મનુષ્ય માટે અશક્ય છે.

કાંડ ૬ અ ૬ બ્રા ૨ કંડિકા ૩ ઇશાન ખુણમા મનુષ્યો અને દેવોનો વાસ છે કા. ૬, અ. ૬, બ્રા. ૨, કંડિકા ૪ ઇશાન ખુણ એ સ્વર્ગનો દરવાજો છે જ્યા ઉભા રહીને અર્ઘ તેમજ દક્ષિણા અપાય છે.

કાંડ ૧૧ અ ૫ બ્રા ૧ પુરૂરવા ઉર્વશી. પુરૂરવા કુરૂક્ષેત્રમાં ભટકતો હતો ત્યાં એક સ્થળે એક સરોવરમાં અપ્સરાઓ હંસોનું રૂપ ધારણ કરી તરતી હતી. ઉર્વશી તેમાની એક હતી. કંડિકા ૧૧ એક વર્ષ વિત્યા પછી તેજ સ્થળે (કુરૂક્ષેત્ર) પુરૂરવાને આવવા ઉર્વશીએ કહ્યું...વર્ષ બાદ પુરૂરવા ત્યાં (કુરૂક્ષેત્રમા) ગયો; તેણે ત્યાં સુવર્ણનો મહેલ જોયો.

**નોંધ**—સુવર્ણનો મહેલ એ આહવનીય અગ્નિ છે જે ઇશાનખુણામાં આકાશમાં ઘણે ઉંચે રહેલ છે.

'કુરૂક્ષેત્ર'ને મળતો શબ્દ 'કુરૂવર્ષ' વાયુ પુરાણ તથા શ્રીમદ્ ભાગવતમાં આવેલ જંબુદ્વીપ વિષેના વર્ણનમાં વપરાયેલ છે. જંબુદ્વીપ એ હાલનો 'એશિયા' હોઈ કુરૂવર્ષ એ હાલનું સૈબિરીઆ છે જે એશિયાખંડના ઇશાનખૂણામાં આવેલું છે. તેવી રીતે હાલનું કુરૂક્ષેત્ર જે મિસર પાસે આવેલું છે તે આર્યોના એક વખતના નિવાસ સ્થાનની ઇશાનખૂણામાં રહેલું હતું; નહિ કે હાલના ભારતવર્ષની વાયવ્ય ખૂણામાં જેમ તે આજે માલૂમ પડે છે તેમ.

ઉપરોક્ત ખુલાસાઓથી જોવામાં આવશે કે શતપથ બ્રાહ્મણની અંદર વર્ણવેલ કુરૂક્ષેત્ર, તે ભારતવર્ષમાં આજે મળી આવતા કુરૂક્ષેત્રને ઉદ્દેશીને લખાયેલ નથીઃ પરંતુ ઇશાનખૂણામાં આકાશમાં ઘણે ઉંચે રહેલ વિદ્યુતના ગર્ભના સ્થાનને ઉદ્દેશીને લખાયેલ છે.

૨ મધ્યદેશ–

મધ્યદેશ એટલે કુરૂક્ષેત્ર એટલે ઇશાન ખુણ જે વિદ્યુતના પરિભ્રમણની મધ્યમાં રહેલ છે તે, નહિ કે ગંગા યમુના વચ્ચેનો પ્રદેશ.

૩ ગંડકી નદી આર્યોના નિવાસ સ્થાનની પૂર્વ સીમા હતી. આ કલ્પના કાંડ ૧ અ. ૪ બ્રા. ૧ માં આવેલી 'મધ્વા વિદેહી'ની આખ્યાયિકા ઉપરથી ઉપસ્થિત થઇ છે એમ પ્રો. વેબર લખે છે. સદરહુ આખ્યાયિકા નીચે મુજબ છેઃ-વિદેહનો રાજા મધ્વન્ તેના મુખમાં અગ્નિ વૈશ્વાનર રાખતો. એક સમયે તેના પુરોહિત ગૌતમ રહુગણે મધ્વનને સંબોધ્યો, પરંતુ રાજાએ જવાબ આપ્યો નહિ. બીજી વખત પણ રાજાને પૂછતાં જવાબ મળ્યો નહિ ત્યારે પુરોહિતે અગ્નિ વૈશ્વાનરને 'ઘૃતની આહુતિવાળો એમ સંબોધ્યો કે તુરત જ અગ્નિ વૈશ્વાનર, રાજાના મુખમાંથી બહાર નીકળ્યો અને પૃથ્વી ઉપર પડ્યો અને સરસ્વતિ નદીના

કિનારાથી, પુર્વમાં રહેલ નદી 'સદનીરા' જેનાં જળ કદી સુકાતાં નથી તેના કિનારા સુધી ગયો. મધ્વા વિદેહી અને ગૌતમ રહુગણુ અગ્નિ વૈશ્વાનરની પછવાડે ગયા. સદનીરા પાસે અગ્નિ અટકયો. સદનીરા ઉત્તરના પહાડમાંથી નીકળે છે અને પૂર્વમાં આવેલી છે. મધ્વાએ પોતાના વસવાટ માટે જગા બતાવવા અગ્નિ વૈશ્વાનરને કહ્યું. અગ્નિએ તેના વસવાટ માટે સદનીરાની પૂર્વમાં રહેલ પ્રદેશ બતાવ્યો. જેથી વિદેહીઓ સદનીરાની પૂર્વે વસ્યા અને કોસલ લોકો સદનીરાની પશ્ચિમે વસ્યા.

પ્રો. વેબર, ઉપરોક્ત આખ્યાયિકામાં આવેલ સદનીરાને, ગંડકી લેખે છે, પરંતુ સરસ્વતિ વિષે તેઓ કંઇ ઉલ્લેખ કરતા નથી.

'મધ્વા' શબ્દથી ઇન્દ્રને સંબોધાય છે. વિદેહી એટલે દેહવગરનો. મધ્વાના મુખમાં અગ્નિ વૈશ્વાનર (પરિભ્રમણુમાં પડતો વિદ્યુત) હતો, અને તે સરસ્વતિને કિનારે વસતો હતો. સરસ્વતિ એટલે 'વાક' ગર્જના (કાંડ ૩ અ. ૨ બ્રા. ૩ કંડિકા ૧૫)

સદનીરા પૂર્વમાં છે, જ્યાં પાણી કદી સુકાતાં નથી. आपो हि वज्रः પૂર્વ દિશામાં જ્યાં અખૂટ વિદ્યુતરહેલ છે તે अपः ને એ સદનીરા વડે વર્ણવેલ છે.

વિદ્યુતના પરિભ્રમણુને ઉદ્દેશીને સાંકેતિક ભાષામાં ઉપરોક્ત આખ્યાયિકા લખાયલી છે, નહિ કે આર્યોના પર્યટનને ઉદ્દેશીને.

કુરૂ અને પાંચાલ નામના બે કોમના ક્ષત્રિઓનો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણુમાં થયેલ છે એમ પ્રો. વેબરનું માનવું છે, પરંતુ શતપથ બ્રાહ્મણુમાં વપરાયેલ કુરૂપાંચાલ એટલે કુરૂક્ષેત્રમાં વસતા પાંચદેવ છે. જેવા કે અગ્નિ, સોમ, ઇન્દ્ર, વિષ્ણુ અને વિશ્વદેવા.

સમર્થન–કાંડ ૧૪ અ. ૧ બ્રા, ૧ કંડિકા ૧, ૨, ઉપરોક્ત પાંચ દેવ કુરૂક્ષેત્રમાં યજ્ઞ કરતા હતા.

કાંડ ૩ અ. ૨ બ્રા. ૩ કંડિકા ૧૫ ઉત્તર દિશા ઉપરના પ્રદેશમાં જ્યાં કુરૂપંચાલો વસે છે ત્યાં પથ્ય સ્વસ્તિ (શરૂઆતની ગર્જના) વિશેષ જોરદાર હોય છે.

કાંડ ૧ અ. ૭ બ્રા. ૨ કંડિકા ૮ પુરોડાશને ચાર ભાગમાં વ્હેંચવાની પ્રથા કુરૂપાંચાલોમાં છે (જુવો વિદ્યુતનું પરિભ્રમણ

In Taittariya Brahman VIII 14 the Uttar Kurus together with the Uttar Madras, are said to dwell beyond the Himalayas.

East of Madhya Desha, we meet with another confederacy of Kosal Videhas. They are said to be the descendants of Videha Maghva and to be separated from each other by the river Sadnira (either the Modern Gandki or Karatiya..) The country of the Videhas, the eastern branch of this allied people, corresponding to the modern Tirhut or Purnia formed in those days the extreme east of the land of the Aryas.

Part II—To the child-like intellect of the premitive Aryan which knew not how to account for the many-fold strange and awe-inspiring phenomena of nature, otherwise than by peopling the universe with a thousand divine agents, the potent juice of the Soma plant which endowed the feeble mortal with god-like powers and for a time freed him from earthly cares and troubles, seemed a veritable god, not less

worthy of adoration than the wilder of the thunder-bolt, the roaring wind, or the vivifying orb of the day.

પ્રો. જ્યુલિઅસ એગલિંગે કરેલ ઉપરોક્ત વિધાન ઉપરથી જણાય છે કે સોમ વિષેની તેની માન્યતામાં તે ગેર રસ્તે દોરવાઇ ગયેલ છે અને તેમ થવામાં મુખ્ય કારણ શતપથ બ્રાહ્મણમાં વપરાયેલ સાંકેતિક ભાષા છે. (સોમને લગતું સાહિત્ય પ્રકરણ ૯માં આવેલ છે ).

શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો જન સમાજને આપનાર યોગેશ્વર યાજ્ઞવલ્ક્ય છે, જેણે વેદની અંદર જુદે જુદે સ્થળે રહેલ વિદ્યુતને લગતા સિદ્ધાંતો શતપથ બ્રાહ્મણના રૂપમાં એકત્ર કરેલ છે.

સમર્થન-મહાભારત ૧૨-૧૧૭૨૯-યાજ્ઞવલ્ક્ય કહે છે સાવિત્રીની પ્રેરણા વડે મેં શતપથ બ્રાહ્મણ રચ્યું છે જેમાં રહસ્ય, સમગ્રહ અને પ્રુપરશનો સમાવેશ થાય છે. ઉપરોક્ત મંતવ્યની કંડિકા કાંડ ૧૪ અ ૯ બ્રા ૪ કંડિકા ૧૩ છે. ઉપરોક્ત શ્લોકથી નક્કી થાય છે કે શતપથ પ્રથમ થયું છે અને મહાભારત પાછળથી થયેલ છે.

શતપથ બ્રાહ્મણ સાંકેતિક ભાષામા શા માટે લખાયું હશે ? કાંડ ૪ અ ૫ બ્રા ૬ કંડિકા ૫-દરેક વ્યક્તિ તે (શતપથ બ્રાહ્મણની અંદર રહેલ રહસ્ય) જોઇ શકે તેવું તે ન હોવું જોઇએ પોતાનો સ્વજન હોય તેને જ આ વિદ્યા બતાવો; અગર જેણે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોય, તેવી વ્યક્તિ વાંચનના પ્રયાસ વડે આ વિદ્યા પ્રાપ્ત કરી શકે છે. કાંડ ૧૪ અ ૧ બ્રા ૨ કંડિકા ૨૬ આ ક્રિયા (મસ્તકને ધડ સાથે ચોંટાડવાની ક્રિયા-જુઓ પ્રકરણ ૧૧ વિદ્યુતનું પરિભ્રમણ) કોઇએ કોઇને બતાવવી નહિ, કારણ કે તેમ કરવા જતાં રખેને ઇન્દ્ર તેનું મસ્તક છેદી નાખે.

શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અગર પોતાનો સ્વજન હોય તેને જ આ વિદ્યા બતાવો.

કંડિકા ૨૭ પોતાની સાથે એક વર્ષ સુધી રહી શકે તેવા વિદ્યાર્થીને જ આ વિદ્યા બતાવવી.

તેમજ કાંડ ૧૨ અ ૨ બ્રા .૩ કંડિકા ૧૨ આ વિદ્યા જાણનાર વ્યકિત કદી ભૂખે મરતી નથી અને તે જ્યાં જાય છે ત્યાં સત્કાર પામે છે.

ઉપરોકત કંડિકાઓ ઉપરથી જણાય છે કે આજથી ૬૫૬૭ વર્ષ પૂર્વે આર્યો સિવાય અન્ય જાતિને વિજ્ઞાનનું (principles of Modern physics) જ્ઞાન હતું નહિ. રેડિયો એકટીવિટી કેવી રીતે ઉત્પન્ન થાય છે હવામાન ઉપર કયે વખતે કયે સ્થળે તેની કેવી અસર થાય છે તથા તે રેડીયો એકટીવિટી હવામાનમાંથી કેવી રીતે હાથ કરવી તે અન્ય પ્રજા અગર દુષ્ટ વ્યકિતના જાણવામાં આવે તો તેથી મહા અનર્થ થવા સંભવ હોય, તેમજ તે વિદ્યાનો નાશ પણ ન થાય એ આશયથી શતપથ બ્રાહ્મણ સાંકેતિક ભાષામાં લખાયું હશે એમ અનુમાન કરી શકાય

અત્યારના સમયમાં પશ્ચિમના દેશો વિજ્ઞાનમાં ખુબ આગળ વધી રહ્યા છે જ્યાં અણુ બોમ્બ અને કોસ્મીક રેઇઝ જેવા વિનાશક સાધનોનો શોધ થઇ રહી છે ત્યાં શતપથ બ્રાહ્મણ-ની અંદર રહેલ વિદ્યા ગુપ્ત રાખવાથી શું ફાવશો? ઉપરું જન સમાજ સમક્ષ આ સિદ્ધાંતો ખુલ્લા મુકવાથી દુનિયા વિજ્ઞાનમાં આગળ વધશે તથા પ્રાચીન આર્યોની મહત્તા વધશે.

ભારતવર્ષનું પ્રાચીન અન્ય સાહિત્ય તથા અર્વાચીન ભારતવર્ષના વિદ્વાનોને શતપથ બ્રાહ્મણનો પરિચય :–

મહાભારત, ગીતા અને શ્રીમદ્ ભાગવતમાં શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો ઠેક ઠેકાણે જોવામાં આવે છે; પરંતુ એવી ભાષામાં

તથા એવી રીતે મૂકાયલા છે કે તેનું ખરું રહસ્ય શતપથ બ્રાહ્મણનો અભ્યાસી હોય તેને જ જોવામાં આવે, અન્ય વ્યક્તિને નહિ. દાખલો ગીતા અ. ૧૧ શ્લોક ૩૯

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापति स्त्वं प्रपितामहश्च
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्चभूयोऽपि नमो नमस्ते

ઉપરોક્ત શ્લોક વડે જે જે તત્ત્વો બતાવવા માટે જે જે શબ્દો વાપરવામાં આવ્યા છે તે તે શબ્દો શતપથ બ્રાહ્મણમાં વપરાતા ખાસ પારિભાષિક શબ્દો છે, પરંતુ સૈકાઓ થયા તે તે શબ્દોનું મૂળ રહસ્ય જાણવામાં આવ્યા સિવાય આપણા કાન ઉપર અથડાતા હોઇ આપણે આધ્યાત્મિક દૃષ્ટિએ તે તરફ જોતા આવ્યા છીએ.

આપણે ત્યાં હાલે પ્રચલિત પુરાણોમાંનાં ઘણાખરાંનું રહસ્ય શતપથ બ્રાહ્મણમાં રહેલ છે.

સનાતન ધર્મના સિદ્ધાંતોને આધારે ચાલતા સંપ્રદાયોનું મૂળ, શતપથ બ્રાહ્મણમા રહેલ છે. દાખલા તરીકે શૈવદર્શન અગર પાશુપત દર્શન

भवः सर्वो रुद्रः पशुपतिरथोग्रः सहमहां
स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम्

મહિમ્નઃ સ્તોત્ર અર્હિશિવના આઠ નામ આપવામાં આવ્યાં છે જેને લગતી આખ્યાયિકા શતપથ બ્રાહ્મણ કાંડ ૬ અ. ૧ બ્રા. ૩ માં આવેલ છે.

શિવાલયની બાંધણી તથા તેમાં રહેલ નોખનોખાં પ્રતીક, વિદ્યુતનાં નોખાં નોખાં રૂપનાં પ્રતીક તરીકે રહેલ છે. દરેક શિવાલય જો તે શાસ્ત્રોક્ત રીતે બાંધવામાં આવ્યું હોય તો તે વેધશાળા (Observatory) છે. આવીજ રીતે શાક્ત દર્શન, વિશિ-

ષ્ટાદ્વૈત તથા શુદ્ધા દ્વૈતના સિદ્ધાંતોમાં શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો ગૂઢ રીતે રહેલા છે,

શતપથ બ્રાહ્મણ સાંકેતિકભાષામાં લખાયું જેને લઇને તેનાં અનિષ્ટ પરિણામો પણ આવ્યાં છે જેવાં કે;–

૧ વિજ્ઞાનને આધારે વિશ્વમાં એક ધર્મ હોવો જોઈએ તેને બદલે અનેક ધર્મો ઉદ્દભવ્યા.

૨ પશુ હોમ–વિદ્યુતના નોખ નોખા રૂપને જેમ નોખનોખા દેવોના નામ આપવામાં આવ્યા છે, તેમ તેને નોખા નોખા પશુઓના નામથી પણ સંબોધેલ છે, જેની આહુતિઓ આપવામાં આવે છે એટલે કે વિશ્વકલ્યાણાર્થે વપરાય જાય છે; પરંતુ શતપથ બ્રાહ્મણમાં વપરાયેલ સાંકેતિક ભાષા ઘણી થોડી વ્યક્તિઓ સિવાય મોટા ભાગના મનુષ્યોને જાણવામાં નહિં આવતાં, કાળે કરીને આર્યો ખરેખર પશુઓનો હોમ કરવા લાગ્યા જેને પરિણામે માંસાહાર વધ્યો અને પશુઓ તરફ નિર્દયતા વધી.

શતપથ બ્રાહ્મણમાં રહેલ વિજ્ઞાન અન્ય પ્રજાના જાણવામાં ન આવે એવા આદેશથી જેમ શતપથ બ્રાહ્મણ સાંકેતિક ભાષામાં લખાયું છે તેમ તે વિજ્ઞાનો કાળે કરીને નાશ ન થાય તેટલા માટે યજ્ઞયાગાદિક ક્રિયાઓ વડે કેમ જાણે કે તે વિજ્ઞાનું રેખાચિત્ર ( Graphic description ) દોરવામાં ન આવ્યું હોય!

આ પુસ્તક અહિં ચાર ભાગમાં લખવામાં આવ્યું છે જેમકે :— પ્રથમ ભાગમાં લેખકે શતપથ બ્રાહ્મણમાં રહેલ સિદ્ધાંતો સમજાવવા પ્રયાસ કરેલ છે.

બીજા ભાગમાં કાંડ ૧૩ માં રહેલ 'અશ્વમેધ' ના પ્રથમ અધ્યાય ૨ લેવામાં આવેલ છે જેના વડે વાંચક, પ્રથમ ભાગમાં રહેલ સિદ્ધાંતો સમજી શકે. અશ્વમેધના

બાકી રહેલા અધ્યાય ૩-૪-૫ માં, અધ્યાય ૨ માં આવેલ સાહિત્યનું પુનરાવર્તન છે જેથી અધ્યાય ૩-૪-૫ અહિ લીધેલ નથી એવા આશયથી કે પુસ્તકનાં પૃષ્ટ નકામાં ન વધે અને વાંચકને કંટાળો ન આવે.

ભાગ ત્રીજામાં બાઈબલમાં રહેલ આખ્યાયિકાઓ તથા અમુક સિદ્ધાંતો લેવામાં આવેલ છે, અને તેની શતપથ બ્રાહ્મણમાં મળી આવતી આખ્યાયિકાઓ તથા સિદ્ધાંતો સાથે સરખામણી કરેલ છે. ભાગ ૪ રેડીઓ એકટીવિટી ઉપર લખાયેલ છે અને તે સંબંધે હાલ પ્રવર્તતા સિધ્ધાંતો, શતપથ બ્રાહ્મણમાં રહેલ સિદ્ધાંતો સાથે સરખાવેલ છે.

લેખકની વિનંતી ઉપરથી, હજરત મુસાના કાળનિર્ણય અંગે તથા શતપથ બ્રાહ્મણના કાળનિર્ણય અંગે, હાલે અમદાવાદમાં નિવાસ કરતા અધ્યાપક શ્રીયુત હરિહરભાઇ પ્રા. ભટ્ટે, લેખકને જે સહૃદય સહાય આપી છે, તથા આ પુસ્તક છપાવવામાં માર્ગદર્શન આપ્યું છે તેને માટે લેખક તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

इति शिवम्

પોપટલાલ દયારામ રાવળ
L. S. M. F.
લેખક

## શતપથ બ્રાહ્મણની મહત્તા અને તેની અંદર રહેલ વિજ્ઞાન

## ભાગ ૧

### વિદ્યુત્ ( Radio Energy )ની ઉત્પત્તિ અને વિશ્વકાર્યમાં થતો તેનો ઉપયોગ

### પ્રકરણ

શતપથ બ્રાહ્મણની વ્યાખ્યા—એકસો વર્ષના સમય પર્યંત પરિભ્રમણમાં ફરતો (શતપથ) વિદ્યુત (બ્રાહ્મણ). વિશ્વમાં વ્યાપી રહેલ વિદ્યુતના પ્રકાર—વિશ્વમાં વ્યાપી રહેલ વિદ્યુત બે પ્રકારનો છે, ૧ હમેશાં એક પ્રમાણમાં રહેવાવાળો જેને શતપથ બ્રાહ્મણની અંદર અગ્નિ-વૈશ્વાનર તરીકે સંબોધેલ છે તે. ૨ અગ્નિ અંગિરઃ જેના પ્રમાણમા એકસો વર્ષના સમય દરમ્યાન વધઘટ થાય છે તે.

અગ્નિ અંગિરઃ એટલે ગર્જના. હલન ચલનની ક્રિયા તથા ઝબકારો, સમર્થન કાંડ ૬ અધ્યાય ૧ બ્રા. ૧૨ કંડીકા ૨૮ વાક (ગર્જના) અંગિરઃ જેવી છે. અંગિરઃ એ પ્રાણ છે. પ્રાણ અને અવાજ વડે વેદિ (Fire-altar) બંધાય છે.

અગ્નિ અંગિરનું આયુષ્ય એકસો વર્ષનું કલ્પેલ છે એટલે કે એકસો વર્ષના સમય દરમ્યાન તે પરિભ્રમણમાં ફર્યા કરે છે (શતપથ બ્રાહ્મણ એટલે એકસો વર્ષનાં સમય દરમ્યાન પરિભ્રમણમાં ફરતો અગ્નિ અંગિરઃ)

રોજબરોજનો નવો ઉત્પન્ન થનો વિદ્યુત અગ્નિ અંગિર.માં ઉમેરાતાં સૈકાની શરૂઆતમાં અગ્નિ અંગિરનું સ્થુલ રસ્તે રસ્તે

અંધાતાં, સૈકાના મધ્યભાગની આસપાસમાં તે પૂર્ણ કક્ષાએ પહોંચે છે અને સૈકાના પાછળના ભાગમાં વિદ્યુતની ઉત્પત્તિના પ્રમાણ કરતાં વપરાશનું પ્રમાણ વધી જતાં, અગ્નિ અંગિરઃનું પ્રમાણ ઘટવા માંડે છે અને સૈકાના છેક અંતમાં તે બીજરૂપે રહે છે. એવી રીતે વિશ્વકાર્યમાં વપરાતો અગ્નિ અંગિરઃ સૈકાની શરૂઆતમાં, મધ્યભાગ તથા અંતમાં જુદા જુદા પ્રમાણમાં રહેલો છે.

સમર્થનઃ કાંડ ૬ અ. ૭ બ્રા. ૩ કંડિકા ૬-હમેશ પાછો ફરતો એવો તું હે અગ્નિ અંગિરઃ મારા તરફ પાછો ફર, તારી સાથે આયુષ્ય, સંપત્તિ, તાકાત, લક્ષ્મી અને ડહાપણ લાવ હે અગ્નિ અંગિરઃ તારા એકસો માર્ગ (શતપથ) હોજો. એક હજાર વખત તારૂં આવવા જવાનું હોજો. અમોએ જે ગુમાવ્યુ છે તેમાં વધારો કરી અમોને તે પાછું આપ. હે અગ્નિ ! ખોરાક અને લક્ષ્મી આપી તું અમારી મુશ્કેલીઓ દૂર કર અને સર્વત્ર ખોરાકની રેલ રેલાવ.

નોંધ: તારા એકસો માર્ગ હોજો એટલે એકસો વર્ષના સમય પર્યંત તું માર્ગે વિચરજે.

એક હજાર વખત તારૂં આવવા જવાનું હોજો એટલે કે એક હજાર દિવસે વિદ્યુતના પ્રમાણમાં ફારફેર થાય છે. सहस्रक्रत्वः

૨ કાંડ ૭ અ. ૨ બ્રા. ૪ કંડિકા ૨૭ હે મા, તું એકમો તાકાતવાળી તથા એક હજાર વખત વૃદ્ધિ પામતી છે.

કાંડ ૧ અ. ૯ બ્રા. ૩ કંડિકા ૧૯ હે અગ્નિ, અમારો ગૃહસંસાર, ગાડીને એક જ બળદ હોય તેવો ન હોજો. એકસો હેમંત-ઋતુ સુધી (शत हिमाय) અમારો ગૃહસંસાર દુઃખ રહિત હોજો.

અગ્નિ વૈશ્વાનરને શતપથ બ્રાહ્મણમાં યજમાન તરીકે લીધેલ છે. કાંડ ૧ અ. ૧ બ્રા. ૧ કંડિકા ૨ અગ્નિની સાક્ષીએ યજમાન

દીક્ષા ગ્રહણ કરે છે. નોંધ—પરિભ્રમણની શરૂઆતનો અહિં નિર્દેશ છે.

કાંડ ૧ અ ૯ બ્રા ૩ કંડિકા ૨૧ યજમાન પુત્રના નામનો ઉચ્ચાર કરે છે નોંધ-કાંડ ૧ અ ૯ બ્રા. ૩ કંડિકા ૨૩ પુત્ર એટલે એકસો વર્ષના અંતબાદ વાતાવરણમાં નવો ઉત્પન્ન થનો અગ્નિ અંગિરઃ

કાંડ૧ અ. ૯ બ્રા. ૩ કંડિકા ૨૩ યજમાન દીક્ષાનો ત્યાગ કરે છે...ફરીને મનુષ્યનો ઉત્પત્તિ થાય છે નોંધ-અહિં પરિભ્રમણના અંતનો નિર્દેશ છે. ફરીને મનુષ્યનો ઉત્પત્તિ થાય છે એટલે કે વાતાવરણમાં સોમ ફરીને પ્રવેશ કરે છે. અહિં સોમનું આયુષ્ય મનુષ્યના આયુષ્ય જેટલું એકસો વર્ષના સમય સુધીનું બતાવેલ છે, પરંતુ કંડિકા ૧૯ ના ઉત્તરાર્ધમાં કહેલ છે કે મનુષ્યનું આયુષ્ય એકસો વર્ષ ઉપરાંતના સમયનું છે જેથી અહિં જે ભાવના લેવામાં આવી છે તે વિદ્યુતના એકસો વર્ષના પરિભ્રમણનો સૂચિત છે, નહિ કે મનુષ્યના આયુષ્યની.

શતપથ બ્રાહ્મણના કાંડ (Books) નો સંખ્યા ૧૪ નો છે. અને તે દરેક કાંડમાં રહેલ અધ્યાય, બ્રાહ્મણ (Sub chapters)—તથા કંડિકાઓ (paragraphs) ની સંખ્યા નીચે પ્રમાણે છે:

| કાંડ | અધ્યાયની સંખ્યા | બ્રાહ્મણની સંખ્યા | કંડિકાઓની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | ૯ | ૯૧ | ૮૩૯ |
| ૨ | ૬ | ૨૪ | ૫૪૯ |
| ૩ | ૯ | ૩૭ | ૮૫૮ |
| ૪ | ૬ | ૭૫ | ૬૪૮ |
| ૫ | ૫ | ૬૫ | ૬૭૧ |
| ૬ | ૮ | ૬૧ | ૫૪૯ |
| ૭ | ૫ | ૧૨ | ૩૮૮ |
| ૮ | ૭ | ૨૭ | ૪૪૬ |

| કાંડ | અધ્યાયની સંખ્યા | બ્રાહ્મણની સંખ્યા | કંડિકાઓની સંખ્યા |
|---|---|---|---|
| ૯ | ૫ | ૧૫ | ૪૦૨ |
| ૧૦ | ૬ | ૩૧ | ૩૬૯ |
| ૧૧ | ૮ | ૪૨ | ૪૩૭ |
| ૧૨ | ૯ | ૨૯ | ૪૫૯ |
| ૧૩ | ૮ | ૪૩ | ૪૩૨ |
| ૧૪ | ૯ | ૫૦ | ૭૮૬ |
| કુલ ૧૪ | ૧૦૦ | ૬૦૨ | ૭૬૩૩ |

ઉપર મુજબના આંક જોતાં જણાય છે કે આખા પુસ્તકમાં રહેલ અધ્યાયની સંખ્યા ૧૦૦ ની છે; જે ૧૦૦ વર્ષના પરિભ્રમણની સુચિત છે. બ્રાહ્મણની સંખ્યા ૬૦૨ નો છે જે ૧૦૦ વર્ષના પરિભ્રમણ દરમ્યાન આવતી ઋતુઓની સુચિત હોય તેમ જણાય છે.

શતપથ બ્રાહ્મણના ચૌદ કાંડમાં એકજ વિષય અનેક રૂપે વર્ણવેલ હોય, ચૌદ કાંડનો અનુવાદ લખવો એ ઘણું લંબાણ ભરેલ હોય, દરેક કાંડવાર અનુવાદ નહિ લખતાં, ચૌદ કાંડમાં રહેલ સિદ્ધાંતો આ પુસ્તકના પ્રથમ ભાગમાં લખવામાં આવેલ છે અને ભાગ બીજામાં અશ્વમેધ, (કાંડ ૧૩) નાઅધ્યાય બે અક્ષરશઃ અનુવાદ સહીત લીધેલ છે, જેથી કરીને વાંચક, ભાગ ૧ માં આવેલ સિદ્ધાંતો કાંડ ૧૩ ના અધ્યાય બે માં આવેલ હકીકત સાથે સરખાવી શકે. કાંડ ૧૩ ના બાકી રહેતા અધ્યાય ૩-૪-૫ માં અશ્વમેધઃ સંબંધે ફરી લખેલ છે જેનો સાર પ્રથમ અધ્યાય ૨ માં આવી જતો હોઈ ત્યાં લીધેલ નથી જેથી કરીને પુસ્તકના પૃષ્ટ નકામા ન વધે અવનોં ચકને ટંટાળેના આવે

## પ્રકરણ ૨

શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો જનસમુદાય સમક્ષ મૂકવામાં આવ્યા તે સમયનો કાળ નિર્ણય.

શતપથ બ્રાહ્મણના કાળનિર્ણય માટે જુદા જુદા વિદ્વાનો જુદો જુદો મત ધરાવે છે.

કૃત્તિકા નક્ષત્ર વિષુવવૃત્ત ઉપર હતું તે સમય દરમ્યાન શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો જનસમાજ સમક્ષ મૂકવામાં આવ્યા છે એવો મત સ્વ. રા. બા. દીક્ષિત ધરાવતા હતા.

કાંડ ૨ અ ૧ બ્રા. ૨ કંડિકા ૩, કૃત્તિકાઓ વિષુવરેખા છોડતી નથી, જ્યારે બીજાં અન્ય નક્ષત્રો વિષુવરેખા છોડી દે છે.

ઉપરોક્ત કંડિકા પ્રત્યે સ્વ. રા. બ. દીક્ષિતનું લક્ષ જતાં તેમણે જોયું તો ઇ. સ. ૧૯૦૦માં કૃત્તિકાઓ વિષુવરેખા ઉપર હતી ત્યારથી સંપાત ૬૮ અંશ ખસી ગયો હતો. એક અંશ ખસતાં ૭૨ વર્ષનો સમય જાય તો ૬૮ અંશ ખસી જતાં ૪૮૯૬ વર્ષનો સમય વ્યતીત થાય જેમાં ૪૯ વર્ષ ઉમેરવામાં આવે તો ૪૯૪૫ વર્ષ થાય. એટલે કે આજથી ૪૯૪૫ વર્ષ પૂર્વે કૃત્તિકાઓ વિષુવવૃત્ત ઉપર હતી એવું સ્વ. રા. બા. દીક્ષિતની માન્યતા પ્રમાણે થાય.

પરંતુ કાળનિર્ણય માટે સંપાતીય નક્ષત્ર એકમાત્ર સાધન નથી. દરેક શિવાલય જો તે શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતને આધારે બાંધવામાં આવ્યું હોય તો તે એક નાની સુની વેધશાળા observatory છે. શિવની જળાધારી શુદ્ધ ઉત્તર દિશામાં ઉત્તર ધ્રુવ તરફ જેમ રાખવામાં આવેલ છે તેમ, પાર્વતીની મૂર્તિ, શિવલિંગ અને પોઠીઆની બે શિંગડી વચ્ચેથી પસાર થતી રેખા, વિષુવરેખા ઉપર પડે છે અને શુદ્ધ પૂર્વ પશ્ચિમની દિશા બતાવે છે.

યજુર્વેદના સિદ્ધાંતોથી નિષ્ણાત એવા યજુર્વેદી બ્રાહ્મણોએ જેવી રીતે શિવાલય વડે, પૃથ્વી ઉપર શુદ્ધ ઉત્તર દિશાનું સ્થાન તથા શુદ્ધ પૂર્વદિશાનું સ્થાન નક્કી કરેલ છે તેવી રીતે સંપાતીય નક્ષત્ર વડે તથા સપ્તર્ષિથી ભોગવાતા નક્ષત્ર વડે કાળનિર્ણય કરવા સુગમ પડે એવા આશયથી કાંડ ૨ અ ૧ બ્રા ૨ કંડિકાઓ ૩ અને ૪ કેમ જાણે કે લખી ન હોય!

કાંડ ૨ અ ૧ બ્રા. ૨ કંડિકા ૪ સંપાતમાં આવ્યા પૂર્વે કૃત્તિકાઓ સપ્તર્ષિ કે જેને ઋક્ષાણુ કહેવામાં આવતા હતા, તેની પત્નીઓ હતી. સપ્તર્ષિ ઉત્તર દિશામાં ઉદય પામે છે, અને કૃત્તિકાઓ પૂર્વદિશામાં હતી જેથી કૃત્તિકાઓ અને સપ્તર્ષિનુ મિલન અશક્ય બનતાં, અગ્નિ કે જે પૂર્વદિશામાં હતો અને કૃત્તિકાઓનો સાથી હતો તે વડે કૃત્તિકાઓ ગર્ભ ધારણ કરે છે.

જેવી રીતે એક નક્ષત્ર અમુક સમય સુધી સંપાતમા રહે છે, તેવી રીતે સપ્તર્ષિ એક નક્ષત્રને અમુક સમય સુધી ભોગવે છે એની ઉપરોક્ત બે કંડિકાઓ સૂચિત છે.

કંડિકા ૪ થી એ પણ સૂચિત થાય છે કે જે સમયે કૃત્તિકાઓ વિષુવવૃત્ત ઉપર હતી તે સમયે તેઓ સપ્તર્ષિઓની પત્નીઓ ન હતી. તે સમયનું સપ્તર્ષિઓથી ભોગવાતું નક્ષત્ર રોહિણી હતું. સપ્તર્ષિઓથી ભોગવાતા નક્ષત્રનો ખુલાસો શ્રીમદ ભાગવત સ્કંધ ૧૨ અ ૪ શ્લોક ૨૭ આકાશમા સપ્તર્ષિઓનો ઉદય થાય છે ત્યારે તેઓમાં પ્રથમ ઉગતા બે તારા (Pointers) મરીચિ અને વસિષ્ટ)ની મધ્યમાં દક્ષિણ દિશામાં સમ પ્રદેશમાં રહેલું જે નક્ષત્ર જોવામાં આવે તે નક્ષત્રથી જોડાઇને આશરે મનુષ્યોના એકસો. વર્ષ સુધી સપ્તર્ષિઓ રહે છે. એ સપ્તર્ષિઓ તમારા જન્મના સમયમા મઘા નક્ષત્રમાં હતા અને હમણાં પણ એજ નક્ષત્રને ભોગવે છે.

શ્લોક ૩૧ જ્યારથી સપ્તર્ષિઓ મઘા નક્ષત્રને ભોગવવા લાગ્યા છે ત્યારથી દેવતાઓના ૧૨૦૦ વર્ષનો કલિયુગ પ્રવર્તે છે.

નક્ષત્રોની કુલ સંખ્યા ૨૮ની છે (કોઈ સ્થળે સંખ્યા ૨૭ની લીધેલ છે) એ હિસાબે સપ્તર્ષિઓથી ભોગવાતા ૨૮ નક્ષત્રોનું એક પરિભ્રમણ પુરૂં થતાં ૨૮૦૦ વર્ષનો સમય વ્યતીત થાય. ઉપરોક્ત શ્લોક ર૭માં સપ્તર્ષિઓથી ભોગવાતા મઘા નક્ષત્રનો ઉલ્લેખ બે વાર થાય છે જે બતાવે છે કે પ્રથમ વખતે જ્યારે મઘા નક્ષત્ર સપ્તર્ષિથી ભોગવાતું હતું ત્યારે કલિયુગની શરુઆત થઈ. (અહિં બે હકીકત જુદી જુદી માલુમ પડે છે. ૧ યુધિષ્ઠિરનો રાજ્ય અમલ કલિયુગના શરૂઆત પહેલાં ૧૦૧૨ વર્ષ પૂર્વે હતો, જે વખતે મઘા નક્ષત્ર સપ્તર્ષિઓથી ભોગવાતું હતું. હાલે ગતકલિનું ૫૦૫૦મુ વર્ષ (૩૦૪૪ વર્ષ યુધિષ્ઠિર શક+૨૦૦૫ વિક્રમ સંવત=૫૦૪૯) ચાલે છે, એટલે કે યુધિષ્ઠિર શક, યુધિષ્ઠિર રાજ્ય અમલ પછી ૧૦૧૨ વર્ષે ચાલુ થયેલ છે અને એ ગણત્રીએ પ્રથમ વખતે મઘા નક્ષત્ર સપ્તર્ષિથી ભોગવાતું હતું ત્યારે કલિયુગનો શરુઆત થઇ એ માન્યતામાં ૧૦૧૨ વર્ષનો ફેર આવે છે.

મઘા નક્ષત્ર સપ્તર્ષિઓથી બીજી વખત ભોગવાતા ઉલ્લેખનો અર્થ એ થાય છે કે, બીજી વખતે જ્યારે મઘા નક્ષત્ર સપ્તર્ષિથી ભોગવાવા લાગ્યું ત્યારે, સપ્તર્ષિથી ભોગવાતા ૨૮ નક્ષત્રોનું એક પરિભ્રમણ પૂરૂં થયું હતું અને બીજા પરિભ્રમણની શરુઆત હતી, એટલે કે યુધિષ્ઠિરના રાજ્ય અમલ પછી ૨૮૦૦ વર્ષે અને આજથી લગભગ ૩૨૦૦ વર્ષ પૂર્વે શ્રીમદ્ ભાગવત લખાયું છે.

હાલે સપ્તર્ષિઓથી ભોગવાતું નક્ષત્ર હસ્ત છે. જેનાં ૬૨ વર્ષ ચાલ્યાં ગયાં છે અને ૩૮ વર્ષ બાકી રહ્યાં છે. સમર્થન—જ્યોતિષશાસ્ત્ર સંબંધના એક પુસ્તકમાં લખેલ છે કે યુધિષ્ઠિર રાજાના રાજ્ય અમલ દરમ્યાન મઘા નક્ષત્ર સપ્તર્ષિઓથી ભોગ-

પાતું હતું, જ્યારે સપ્તર્ષિઓથી હાલે ભોગવાતું નક્ષત્ર હસ્ત છે અને તે બન્ને વચ્ચે પસાર થયેલ સમય ૬૦૬૨ વર્ષનો છે. (૧૦૧૨ યુધિષ્ઠિર રાજ્ય અમલ+૫૦૫૦ ગતકલિ=૬૦૬૨) એકસો વર્ષ, એક નક્ષત્રને સપ્તર્ષિઓ વડે ભોગવાતાં લાગે એ હિસાબે ૬૦૬૨ વર્ષના સમય દરમીઆન સપ્તર્ષિઓથી ભોગવાયેલ નક્ષત્રોની સંખ્યા ૬૦ની થાય છે અને શેષમાં ૬૨નો આંક રહે. ૨૮ નક્ષત્રનું એક પરિભ્રમણ તો ૬૦ નક્ષત્રો દરમીઆન બે પરિભ્રમણ પુરાં થઇ, ત્રીજા પરિભ્રમણ (મઘાથી શરુ થતું પરિભ્રમણ)નું ચોથું નક્ષત્ર એટલે કે હસ્ત હાલે સપ્તર્ષિઓથી ભોગવાય છે જેનાં ૬૨ વર્ષ વ્યતીત થઈ ગયાં છે.

કૃત્તિકાઓ સંપાતમાં આવી તે સમયે સપ્તર્ષિથી ભોગવાતું નક્ષત્ર રોહિણી હતું, જેની અને મઘાની વચ્ચે બીજાં પાંચ નક્ષત્રો રહેલાં છે. (રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેશા, મઘા,) એટલે કે આજથી ૬૫૬૨ વર્ષ પૂર્વે કૃત્તિકાઓ વિષુવવૃત્ત ઉપર હતી. કૃત્તિકા સંપાત વખતે સંપાતીય નક્ષત્ર તથા સપ્તર્ષિઓથી ભોગવાતું નક્ષત્ર પાસે પાસે હતાં; જ્યારે હાલનું સંપાતીય નક્ષત્ર પૂર્વાભાદ્રપદ વચ્ચે તથા સપ્તર્ષિઓથી ભોગવાતા નક્ષત્ર હસ્ત વચ્ચે બીજા ૧૪ નક્ષત્રો આવેલાં છે જે ઉપરથી ખાત્રીપૂર્વક કહો શકાય છે કે કૃત્તિકા સંપાત આજથી ૬૫૬૨ વર્ષ પૂર્વે હતો અને તે અરસામાં શતપથ બ્રાહ્મણના સિદ્ધાંત જનસમાજ આગળ મૂકવામાં આવ્યા છે.

ઉપરોક્ત કાલનિર્ણયથી એ પણ નક્કી થાય છે કે શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો પ્રથમ જાણવામાં આવ્યા છે, જ્યારે મહાભારત ત્યાર પછી લખાયું છે.

---

## પ્રકરણ ૩

અગ્નિ અંગિરઃ (પરિભ્રમણમાં ફરતો વિદ્યુત્ Radio Energy) બે તત્વોનો બનેલ છે જેવાં કે ૧ અગ્નિ ૨ સોમ. સમર્થન ૧ કાંડ ૧ અ ૧ બ્રા ૧ કંડિકા ૪ દ્વયં વાऽइदं न तृतीय मस्ति। सत्यं चैवाऽनृतंच सत्यमेव देवाऽअनृतं मनुष्याः।

આ વિશ્વમાં બે તત્વ સિવાય ત્રીજું તત્વ નથીઃ સત્ય અને અસત્ય. દેવો છે એ સત્ય છે (હમેશ રહેવા વાળા છે; જેનો નાશ નથી) અને મનુષ્યો છે એ અસત્ય છે (નાશવંત છે)

૨ કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૨૩ આ વિશ્વમાં બે તત્વો સિવાય ત્રીજું તત્વ નથી જેમકે-આર્દ્ર અને શુષ્કઃ શુષ્ક છે એ અગ્નિના સ્વભાવનું છે અને આર્દ્ર એ સોમના સ્વભાવનું છે. અગ્નિ અને સોમ એકમેક થતાં આજ્ય બને છે. (જુઓ પુર્ણિમા અને અમાવાસ્યા) અને એ આજ્ય અમુક પ્રમાણમા એકઠું થતાં તેનો પુરોડાશ બને છે. એ પ્રમાણે અગ્નિ અને સોમ જુદા જુદા પ્રમાણમાં એકઠાં થતાં વિશ્વમાં અનેક રૂપ ઉદ્ભવે છે.

૩ કાંડ ૧૦ અ. ૬ બ્રા. ૨ કંડિકા ૧—ખચીત અહિં બે તત્વ છે ૧ ખાનાર અને ૨ ખાદ્ય અને જ્યારે એ બે તત્વો એકમેક થાય છે ત્યારે તેને ખાનાર કહેવામાં આવે છે નહિં કે ખાદ્ય

૪ કાંડ ૧ અ. ૧ બ્રા. ૧ કંડિકા ૨૨. યજ્ઞ પાત્રો બે અને બેની જોડીમાં લેવામાં આવે છે.

૫ કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૨૪ સૂર્ય, દિવસ અને સુદિનો ચંદ્ર અગ્નિના સ્વભાવનાં છે. ચંદ્ર, રાત્રિ અને વદિનો ચંદ્ર સોમના સ્વભાવના છે.

કાંડ ૧ અ. ૬ બ્રા. ૩ કંડિકા ૪૧ શુક્લ છે એ અગ્નિના સ્વભાવનું છે અને કૃષ્ણ છે એ સોમના સ્વભાવનું છે

ઉપરોક્ત પાંચ મુદ્દાથી સ્પષ્ટ થાય છે કે અગ્નિ અને સોમ એવાં બે તત્વો મૂળમાં રહેલ છે, જે જુદા જુદા પ્રમાણમાં એકમેક થતાં વિદ્યુતનાં અનેક રૂપ જેવાં કે વાયરા, વિજળી, ગર્જના, પરજન્ય વગેરે ઉદ્‌ભવે છે જેને આધારે વિશ્વનું જડ જગત્ તથા ચૈતન્ય જગત્ ઉત્પન્ન થયેલું છે તથા નભે છે.

અગ્નિ છે એ સદાય રહેવાવાળો છે (વાતાવરણમાં અગ્નિનો નાશ થતો નથી) માટે તેને સત્ય કહેલ છે તથા દેવના નામથી સંબોધેલ છે. ને રસ કસ વગરનો (શુષ્ક) છે તથા સફેદ (શુક્લ) છે અગ્નિ અને સોમનાં જોડકાં બનતાં, પ્રાધાન્યમાં અગ્નિ રહે છે.

સોમ છે એ નાશવંત છે. (વાતાવરણમાં સોમના પ્રમાણમાં વધઘટ થાય છે અને સૈકાના અંતમાં તે બીજ રૂપે રહે છે.) માટે તેને अनृतं અસત્ય કહેલ છે અને મનુષ્યના નામથી સંબોધેલ છે. કારણ કે મનુષ્ય નાશવંત છે. સોમ રસકસથી ભરેલ (આર્દ્ર) છે, તથા કાળો (कृष्ण) છે. અગ્નિ છે એ ખાનાર છે અને સોમ છે એ ખાદ્ય છે. **सोमो राजा देवानां अन्नम्,** ખોરાકની અંદર છુપાયલો તે પ્રકાશ કરે છે એટલે કે સોમની અંદર પણ મુખ્ય તત્વ તો અગ્નિ જ છે એટલે કે અગ્નિમાંથી સોમ ઉત્પન્ન થાય છે અને અગ્નિ અને સોમ એકમેક થતા આજ્ય (ઘૃત) ઉત્પન્ન થાય છે તેમાં પણ મુખ્ય ભાગ અગ્નિ ભજવે છે.'

સમર્થન–કાંડ ૧ અ. ૮ બ્રા ૩ કંડિકા ૬ એક જ વ્યક્તિમાંથી પતિ અને પત્ની ઉત્પન્ન થાય છે, જે ત્રીજી અગર ચોથી પેઢીએ ફરીને એકમેક થાય છે.

કાંડ ૨ અ ૫ બ્રા. ૧ કંડિકા ૪ ત્રણ પેઢી ચાલી ગઈ, બાકી રહ્યા તે અર્કની આસપાસ બેઠા (ત્રણ પેઢીનો અનુવાદ, છંદના શીર્ષક હેઠળ લીધેલ છે.)

અગ્નિ છે એ સ્ત્રીલિંગ છે, સોમ છે એ પુલ્લિંગ છે.

શતરૂપા પ્રથમ ઉત્પન્ન થયાં. તેણે સેંકડો વર્ષ તપશ્ચર્યા કરી. ત્યાર બાદ મનુ ભગવાન ઉત્પન્ન થયા. વાયુ પુરાણ પૂર્વાર્ધ અ. ૧૦ શ્લોક ૯-૧૦

અગ્નિમાંથી સોમ કેવી રીતે જુદો પડે છે તે સંબંધ પુર્ણિમા અને અમાવાસ્યાના શીર્ષક હેઠળ કહેવામાં આવશે.

---

## પ્રકરણ ૪

## સૃષ્ટિની ઉત્પત્તિ

અગ્નિ અને સોમ એકબીજા સાથે જુદાંજુદાં પ્રમાણમાં ક્રમે કરીને એકમેક થતાં આ વિશ્વની ઉત્પત્તિ થઇ છે એવું ગત પ્રકરણમાં લખવામાં આવેલ વિધાન ઉપરથી જણાય છે.

અગ્નિ અને સોમના પહેલાં કઇ વસ્તુ રહેલ છે તે જોઇએ,

કાંડ ૬ અ ૧ બ્રા ૧ કંડિકા ૧ असद्वाऽइदमग्रऽआसीत सृષ્ટિની શરૂઆતમાં કંઈ ન હતું. (असद्वा એટલે Non-existence)

નોંધ:—અમુક અધ્યાયની શરૂઆતમાં લખેલ છે કે 'આ પહેલાં હિરણ્યગર્ભ હતા.' 'આ પહેલાં પ્રજાપતિ હતા,' વગેરે, જેનો અર્થ એ થાય છે કે તે તે અધ્યાયની અંદર આવતા વિષયની શરૂઆતમાં તે તે તત્ત્વો હતાં.

કંઈ ન હતું તે તો ન હોઇ શકે. શૂન્યનો વિસ્તાર શૂન્યજ હોય; માટે કંઇક હતું અને કંઇક ન હતું.

ઋગ્વેદ ૧૦-૧૨૯-૧ नासदासीन्नो सदासीत्तदानीं સૃષ્ટિની શરૂઆતમાં सत् ન હતું તેમજ असत પણ ન હતું,

એટલે કે સૃષ્ટિની શરૂઆતમાં અગ્નિ ન હતો તેમજ સોમ પણ ન હતો (જુવો द्वयं वा ऽइदं न तृतीयमस्ति જેમાં સતને અગ્નિ કહેલ છે અને અસતને સોમ કહેલ છે.)

ત્યારે શું હતું ? आनीदवातं स्वधया तदेकं (નાસદીય સૂક્ત ઋચા ૨) જે કંઈ હતું તે વાયુ એકજ હતો.

કાંડ ૬ અ. ૧ બ્રા. ૧ કંડિકા ૧ જે કંઈ હતું તે ઋષયઃ હતા.

ઋષયઃ એટલે કોણ ? ઋષયઃ એટલે પ્રાણ અને પ્રાણ એટલે અગ્નિ વૈશ્વાનર.

કંડિકા ૨ सर्वोऽयं मध्ये प्राणः આ વિશ્વના ઉપાદાન કારણ તરીકે પ્રાણ રહેલ છે.

કંડિકા ૨ (ચાલુ) પ્રાણની અંદર અન્ન (સોમ) ઉમેરાતાં જે તત્ત્વ ઉદ્‌ભવ્યું તે प्राणभृत કહેવાયું.' જેમાંથી સર્વ પ્રજાપતિઓ ઉદ્‌ભવે છે.

પ્રાણ એટલે વૈશ્વાનર અગ્નિ, એટલે નિર્ગુણ નિરાકાર બ્રહ્મ; જેને શતપથ બ્રાહ્મણની અંદર અગ્નિ કહેલ છે; પરંતુ તેમાં પ્રકાશ નથી, ગરમી નથી. માત્ર હલનચલનની ક્રિયા તેમાં ગુપ્તપણે રહેલ છે. એ હલનચલનની ક્રિયા અમલમાં આવતાં અગ્નિ (સત્), વૈશ્વાનરમાંથી જુદો પડયો અને કાળે કરીને અગ્નિમાંથી સોમ (અસત્) ઉત્પન્ન થયો. પરંતુ વૈશ્વાનરમાંથી અગ્નિ ક્યારે જુદો પડયો તથા કેવી રીતે જુદો પડયો તે કહેવું અશક્ય છે. એટલે કે તે તો માત્ર કલ્પનાનો જ વિષય છે, નાસદીય સૂક્ત ઋચા ૬ અને ૭ માં કહેલ છે કે 'આ સૃષ્ટિની શરૂઆત (વૈશ્વાનરમાંથી અગ્નિનું અલગ થવું) ક્યારે થઇ અને કેવી રીતે થઇ તે, દેવો પણ ન કહી શકે, અને હિરણ્યગર્ભ પણ કહી શકે કે નહિ તે પણ શંકા છે તો મનુષ્ય તો કઇ રીતે કહી શકે ?

પ્રાણની અંદર અન્ન (વિશ્વાનરમાં સોમ) ઉમેરાતાં, પ્રાણ, વ્યાન, અપાન, ઉદાન, સમાન અગ્નિ અને સોમ એવા ૭ પુરૂષો થયા

કંડિકા ૩. એ ૭ પુરુષનો સયુકત એવો એક પુરુષ થયો, જેને પ્રજાપતિ કહેવામાં આવે છે પ્રજાપતિની નાભિ ઉપરના ભાગમા બે પુરુષ રહ્યા નાભિની નીચેના ભાગમાં બે પુરુષ રહ્યા, બે પુરુષની બે પાખ બની અને એક પુરુષ સ્થૂન આધાર રૂપે રહ્યો અને એ ૭ પુરુષોનો શ્રી નામનો રસ પ્રજાપતિના શીર્ષમા રહ્યો, જ્યાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા શરૂ થાય છે.

ઉપરોક્ત કલ્પેલ પુરુષ એ અગ્નિ અ ગિરઃ (Radio Energy) છે, જે પૃથ્વીની સપાટીથી આકાશમા ભૂ ભવ· અને સ્વ લોકથી ઊંચે સુધી પથરાયેલો છે અને તેના શરીરના કલ્પેન જુદા જુદા ભાગની ઉચાઈએ ૭ પ્રકારના વાયુ માહેનો જુદા જુદા પ્રકારનો વાયુ રહેલ છે જેમકે નાભિના ઉપરના ભાગમા બે પુરષ રહેના છે. નાભિ એટલે ભુવ લોક. ભુવ લોકના ઉપથા ભાગમા પ્રાણ અને ઉદાન રહેન છે. નાભિના નીચેના ભાગમા બે પુરુષ રહેન છે એટલે કે ભુવ લોકની નીચેના ભાગમા વ્યાન અને અપાન રહેલ છે. બે પુરુષની બે પાખ બનેલા છે એટલે કે અગ્નિ અને સોમ. અગ્નિની ગતિ આકાશ તરફની છે અને સોમની ગતિ પૃથ્વી તરફ નીચે જવાની છે, માટે અગ્નિ અને સોમને બે પાખ કહેન છે. સાતમો પુરુષ એટલે 'સમાન' આખા વિશ્વમા વ્યાપી રહેન છે અને શ્રી રસ એટલે ઓજ, એટલે સોમ તે વિરાટ પુરુષના શીર્ષમા એટને સ્વ લોકથી પણ ઘણી ઊચાઈએ રહેન છે

ઉપરોક્ત ૭ પ્રકારના જુદા જુદા વાયુ, કલ્પેન પુરુષના શરીરના જુદા જુદા ભાગની ઉચાઇએ રહેન હોઈ, તે તે ઉચાઇએ રહેલ વિદ્યુત નોખ નોખી તાકાતમા રહેનો છે. વિદ્યુતની નોખનોખી

તાકાત પ્રમાણે તેના મુખ્ય ચાર ભાગ પડે છે, જેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, જેમાંનો બ્રાહ્મણ એ નિર્દોષ અને જગત કલ્યાણમાં વપરાતો, વિદ્યુત છે. ક્ષત્રિય એ બહુ તાકાતવાળો વિદ્યુત છે જે વડે વાવઝો, ભૂકંપ વિજળી પડવી વગેરે કાર્યો બને છે, તેમજ તે વાતાવરણમાં રહેલ અનિષ્ટ તત્વોનો નાશ કરે છે.

વૈશ્ય જાતનો વિદ્યુત્ અવાર નવાર ક્ષત્રિય જાતના વિદ્યુત વડે વપરાઈ જાય છે.

શૂદ્રજાતનો વિદ્યુત્ ઘણો જોરદાર અવાજ કરે છે.

બ્રાહ્મણ જાતનો વિદ્યુત્ એ વિરાટ પુરૂષના મુખની સપાટીએ રહેલ છે, ક્ષત્રિય જાતનો વિદ્યુત એ વિરાટ પુરૂષના બાહુની સપાટીએ રહેલ છે, વૈશ્ય જાતનો વિદ્યુત એ વિરાટ પુરૂષના ઉદરની સપાટીએ રહેલ છે અને શૂદ્ર જાતનો વિદ્યુત્ એ વિરાટ પુરૂષના પાદની સપાટીએ રહેલ છે. (જુઓ ચિત્ર મુખ્ય પૃષ્ટ ઉપર).

આ કલ્પિત પુરૂષના અંગના જુદા જુદા ભાગમાં વિદ્યુત કેવી રીતે હલનચલન કરે છે તે જોઈએ –

પ્રાણ એટલે વૈશ્વાનરમાં સોમ ઉમેરાતાં તેમાં હલનચલનની ક્રિયા Vibrations શરૂ થાય છે, જે ક્રિયા વડે વિદ્યુતનો જથ્થો જે ઘણો ઊંચી સપાટીએ રહેલ હોય છે તે રહેજ નીચી સપાટીએ આવે છે. આ ક્રિયાને 'વ્યાન' કહેવામાં આવે છે, અને તે પૂર્વ દિશા તથા પશ્ચિમ દિશામાં રહેલ છે.

રોજબરોજના ઉત્પન્ન થતા વિદ્યુતમાંથી ઉત્પન્ન થતું આજ્ય, (જુવો પૂર્ણિમા અને અમાવાસ્યા) વ્યાનમાં ઉમેરાતાં, અપાન નામની ક્રિયા શરૂ થાય છે, જે વિદ્યુતના જથ્થાને, વ્યાન, રહેલ છે તેનાથી પણ નીચી સપાટીએ લાવે છે. આ ક્રિયા દક્ષિણ દિશામાં થાય છે.

નવા ઉત્પન્ન થતા આજ્યના પ્રમાણ કરતાં, વિદ્યુતના વપરાશનું પ્રમાણ વધતાં, ફરીને વ્યાનની ક્રિયા થતાં પશ્ચિમ દિશામાં, વિદ્યુતનો જથ્થો, દક્ષિણ દિશામાં રહેલ સપાટી કરતાં ઊંચી સપાટીએ જાય છે.

તેવી જ રીતે નવા ઉત્પન્ન થતા આજ્યનું પ્રમાણ વિદ્યુતના વપરાશના પ્રમાણ કરતાં ઓછું થતાં, ઉદાન નામની ક્રિયા શરૂ થાય છે જે વડે વિદ્યુતનો જથ્થો ઘણો ઊંચાઇએ ચડે છે. આ ક્રિયા ઉત્તર દિશામાં થાય છે.

જ્યારે આજ્યની ઉત્પત્તિ ઘણીજ ઓછી હોય છે તથા વિદ્યુતનો વપરાશ ઘણો વધારે હોય છે ત્યારે વિદ્યુતનું બીજ 'સોમ' ઉડીને ઘણે ઉંચેના સ્થાનમાં એટલે કે સ્વઃ લોકની ઉપરના સ્થાનમાં પડે છે, જ્યાં, સમાનની ક્રિયા રહેલી છે એટલે કે ત્યાં વર્તુલો Vibrations હોતાં નથી. આ ક્રિયા ઈશાનખૂણામાં રહેલી છે.

વાયુની આ પાંચ પ્રકારની ક્રિયાને પાંચ ઋષિઓનાં નામ આપ્યાં છે તથા પાચ ઇન્દ્રિયો તરીકે વર્ણવેલ છે, જેમકે—

પ્રાણ=વસિષ્ટ. જે આખા શરીરમાં રહેલ છે.

વ્યાન=ભરદ્વાજ=મન

અપાન=જમદગ્નિ=ચક્ષુ

ઉદાન = વિશ્વામિત્ર = શ્રોત્ર

સમાન = વિશ્વકર્મન્ = વાક્

સમર્થન કાંડ ૮ અ ૧ બ્રા. ૧ કંડિકાઓ ૫-૬-૮-૯

" " બ્રા. ૨ કંડિકાઓ ૨-૩-૫ ૬-૮-૯

" " બ્રા. ૩ કંડિકાઓ ૬-૭ ૮-૯-૧૦

પ્રજાપતિના સંબંધે પ્રો. જ્યુલિઅસ એગલિંગ કલ્પના કરે છે કે પ્રજાપતિ, પશુપતિ, યજમાન એ ત્રણે શબ્દનો અર્થ એક જ થાય છે, કારણ કે યજમાન મોટે ભાગે ક્ષત્રિય હોય છે, માટે ક્ષત્રિય એ જ પ્રજાપતિ છે; કારણ કે અન્ય કોમ ઉપર તેનું વર્ચસ્વ રહેલું છે તથા તે ઘણા પશુઓનો સ્વામી હોય છે.

શતપથ બ્રાહ્મણમાં વપરાયેલ પ્રજાપતિ તથા પશુપતિ શબ્દોથી ઓળખાતાં તત્ત્વો બન્ને એક બીજાથી જુદાં છે જેનો ખુલાસો આગળ ઉપર કરવામાં આવશે; પરંતુ પ્રજાપતિ એટલે ક્ષત્રિય તો નહિ જ, એટલું વાંચકને આ પ્રકરણમાં કરેલ વિધાન ઉપરથી જણાશે.

यज्ञो वै संवत्सरः संवत्सरो प्रजापतिः

સંવત્સર એટલે ૧૨ મહિનાઓ દરમિઆન એક સરખો રહેતો વિદ્યુત (અગ્નિ વૈશ્વાનર) એ પ્રજાપતિ છે, જેને કોઇએક સ્થળે પ્રજાપતિકના નામથી પણ સંબોધેલ છે.

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે પાશ્ચાત્ય વિદ્વાનોએ જેમ Nebular Theory (શરૂઆતમાં સૃષ્ટિનું સ્થૂલ વાયુ જેવું હતું, ધુમાડા જેવું હતું જે ક્રમે કરીને ઘટ્ટ થતાં અનેક સૂર્ય તેમાંથી ઉદ્ભવ્યા અને એવા આપણા સૂર્યમાંથી પૃથ્વી તથા બીજા ગ્રહો જુદા પડયા) સમજાવી છે, તેવું વિધાન શતપથ બ્રાહ્મણમાં ક્યાંય જોવામાં આવતું નથી. જે કંઈ જોવામાં આવે છે તે એ છે કે **सावित्री वै देवानाम् प्रसवित्री** એટલે કે દેવોનું હોવાપણું પણ સૂર્યને આધારે રહેલ છે. એ સૂર્યની અંદર સુવર્ણમય પુરુષ (હિરણ્યગર્ભ) રહેલ છે જે આ જગતનો કર્તા છે, પરંતુ સૂર્યની ઉત્પત્તિ ક્યારે થઇ તથા સૂર્યમાંથી પૃથ્વી ક્યારે જુદી પડી તે ક્યાય જોવામાં આવતું નથી.

---

# પ્રકરણ ૫

## સૃષ્ટિની ઉત્પત્તિ (ચાલુ)

કાંડ ૬ અ ૧ બ્રા. ૧ કંડિકા ૮ પ્રજાપતિને ઇચ્છા થઇ કે 'હુ બહુ રૂપે થાઉ ! તેણે તપશ્ચર્યા કરી જે વડે ત્રયીવિદ્યા ઉત્પન્ન થઇ.

ત્રયી વિદ્યા એટલે ત્રણ વેદ: ઋક, યજુ અને સામ.

ઋગ્વેદમાં શસ્ત્રોનું વર્ણન છે. વજ્ર (વિજળી Lightning) એ શસ્ત્ર છે. સામવેદમાં સ્તોત્રો આવેલાં છે. સ્તોત્ર એટલે અવાજ, ગર્જના. યજુઃ એટલે यत्+जुह એટલે કે જે પરિભ્રમણમા ફર્યા કરે છે તે એટલે કે વિદ્યુતની તે ક્રિયા જે વડે વિજળી અને ગર્જના ઉત્પન્ન થાય છે તે.

ત્રયી વિદ્યા એટલે વિજળી, ગર્જના અને તે ક્રિયા જે વડે વિજળી તથા ગર્જના ઉદ્દભવે છે તે.

ત્રયી વિદ્યા વડે વાક્ (અવાજ) ઉત્પન્ન થઇ.

કંડિકા ૯ ભૂ.ભુવઃ સ્વઃ માં રહેલ વાક્ વડે પ્રજાપતિએ જળ ઉત્પન્ન કર્યુ. જળ એટલે आप: અને आपोहि वज्र: જળ એટલે નવો ઉત્પન્ન થતો વિદ્યુત. आपो ह्वा इदमग्र सलिलमेवास કાંડ ૬ અ ૧ બ્રા. ૬ કંડિકા ૧ આપઃ માટે જુઓ પૂર્ણિમા અને અમાવાસ્યા) વિષની શરૂઆતમાં જળ હતું.

કંડિકા ૧૦ ત્રયી વિદ્યા વડે પ્રજાપતિ જળમા દાખલ થયો (જળમાં ગર્ભ રૂપે રહ્યો).

तमिद गर्भं प्रथमं दध्न आपः ઋગ્વેદ મંડલ ૧૦ જળદેવતાઓએ એ ગર્ભને પ્રથમ ધારણ કરી.

એ ગર્ભમાંથી પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા અને તે પ્રજાપતિનું મુખ બન્યા.(બ્રહ્મા એટલે બ્રાહ્મણ જાનનો વિદ્યુત).

ગર્ભાધાનની ક્રિયા પુરૂષ યજ્ઞના શીર્ષમાં એટલે કે ઇશાન ખૂણામાં સ્વઃલોકની ઉપર ઘણી ઊંચાઇએ રહેલ સ્થાનમાં થાય છે, જ્યાંથી, વિદ્યુત નીચે ઉતરાઇ આવતાં 'પુરૂષ યજ્ઞ'ના મુખની સપાટીએ એટલે કે સ્વઃલોકમાં આવે છે. જ્યાં અવાજ કર્ણગોચર થાય છે. ગર્ભની સ્થિતિમાં વિદ્યુત હોય છે, ત્યાં સુધી અવાજ કર્ણગોચર નથી.

ગર્ભના સ્થાનમાંથી બહાર આવતાં વિદ્યુતનાં નોખનોખાં રૂપ ઉદ્ભવે છે, જેને 'પ્રજાપતિની પ્રજા' તરીકે વર્ણવેલ છે જે છે અગ્નિ, ઇન્દ્ર, સોમ, પરમેષ્ઠિન્ પ્રજાપતિ અને પ્રજાપતિ ઉર્ફે વિશ્વદેવ.

સમર્થન-કાંડ ૧ અ ૧ બ્રા. ૬ કંડિકા ૧૬ પરમેષ્ઠિન્ પ્રાજાપત્યે, પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ પેખ્યો અને તે યજ્ઞ કર્યો અને ઇચ્છા કરી કે " હું અહિં (વિશ્વમાં) સર્વ વસ્તુ થાઉં" અને તે આપઃ બન્યો.

કંડિકા ૧૭ પરમેષ્ઠિન્ પ્રાજાપત્યે (આપઃ)પ્રજાપતિ માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો, જે વડે પ્રજાપતિ પ્રાણ બન્યો.

કંડિકા ૧૮ પ્રજાપતિએ, ઇન્દ્ર માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો, જે વડે ઇન્દ્ર 'વાક્' બન્યો.

કંડીકા ૧૯ ઇન્દ્રે, અગ્નિ અને સોમ માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો જે વડે અગ્નિ ખોરાક ખાનાર બન્યો અને સોમ અન્ન બન્યો.

કંડિકા ૨૦ પંચ દેવોએ (અગ્નિ, સોમ, ઇન્દ્ર પરમેષ્ઠિ પ્રાજાપત્ય અને પ્રજાપતિ) પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો:

જે વડે તેઓએ પૂર્વદિશા જોઈ (અહિંથી નોખનોખી દિશાઓમાં થતું વિદ્યુતનું પરિભ્રમણ શરૂ થાય છે.)

નોંધ: અહિં ખુલાસો માગતી બે બાબત ઉપસ્થિત થાય છેઃ—

૧ દેવોની સંખ્યા કેટલી ?

૨ પૂર્ણિમાનો યજ્ઞ અને અમાવાસ્યાનો યજ્ઞ એ કઈ ક્રિયાઓ છે?

---

## પ્રકરણ ૬

## દેવની સંખ્યા

કાંડ ૧૧ અ. ૧ બ્રા. ૬ કંડિકા ૨૫–એ પ્રમાણે દેવની સંખ્યા ૧૧ ની છે જેવા કે

૫ પ્રયાજ એટલે પ્રથમના પાંચ દેવ અગ્નિ, સોમ, ઇન્દ્ર, પરમેષ્ઠિનપ્રાજાપત્ય અને પ્રજાપતિ.

૨ ઘૃતની બે આહુતિઓ એટલે કે પૂર્ણિમા અને અમાવાસ્યાના યજ્ઞો.

૩ અનુયાગ એટલે ત્રણ છંદ ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી. छन्दांसि चाऽनुयाजाः કાંડ ૧ અ ૮ બ્રા. ૨ કંડિકા ૮

૧ સ્વિષ્ટકૃત એટલે ૩૩ વર્ષના અંતમાં શેષ રહેતો વિદ્યુત

૧૧ અગાર દેવ એટલે ૩૩ વર્ષના સમય દરમ્યાન વિદ્યુતનાં રહેતાં નોખનોખાં રૂપ.

એકસો વર્ષના સમયના તેત્રિશ તેત્રિશ વર્ષના ત્રણ ભાગ પડે છે જે હિસાબે એકસો વર્ષ દરમ્યાન વિદ્યુતનાં ૩૩ રૂપ

(૧૧×૩=૩૩) ઉદ્‌ભવે છે. કાંડ ૧૨ અ ૮ બ્રા. ૩ કંડિકા ૨૯ દેવની સંખ્યા ત્રણ અગ્યાર (૩×૧૧) ની છે.

કાંડ ૧૧ અ ૬બ્રા૩ કંડિકા ૪ યાજ્ઞવલ્કય કહે છે દેવની સંખ્યા ૩૩૩ અને ૩૦૦૩ ની છે; પરંતુ વાસ્તવિકતાએ તો દેવની સંખ્યા ૩૩ ની છે અને તેમાંથી પણ જો સંખ્યા ઓછી કરવામાં આવે તો સંખ્યા ૩ ની રહે છે અને તેમાંથી પણ જો સંખ્યા ઓછી કરવામાં આવે તો સંખ્યા ૨ ની રહે છે અને તેમાંથી પણ જો સંખ્યા ઓછી કરવામાં આવે તો સંખ્યા ૧ ની રહે છે.

દેવની સંખ્યા ૩૩૩ ની છે જ્યારે ૩૦૦૩ તેની કળાઓ કહેલી છે.

દેવની સંખ્યા ૩૩ ની કહી તેમાં ૮ વસુ+૧૧રુદ્ર+૧૨ આદિત્ય+ઇન્દ્ર+પ્રજાપતિ=૩૩

દેવની સંખ્યા ૩ ની કહી તે અગ્નિ, ઇન્દ્ર અને સોમ છે જે ભૂ:ભુવઃ અને સ્વ:માં રહેલ છે.

દેવની સંખ્યા ૨ ની કહી તે છે, અન્ન (સોમ) અને પ્રાણ (અગ્નિ).

દેવની સંખ્યા ૧ ની કહી તે છે પ્રાણ એટલે અગ્નિ (વૈશ્વાનર)

નાક્ષત્ર માસને હિસાબે એક વર્ષના દિવસ ૩૩૩ થાય જે છે દેવની સંખ્યા ૩૩૩ ની ૩૦૦૩ કળા હોય તો એક કળા એટલે,૨॥ કલાકનો સમય જેનો અર્થ એ થાય છે કે દર ૨॥ કલાકે સૂર્યમાંથી વિદ્યુતની કળા (Unit of Radio energy) પ્રસરે છે.

એકસો વર્ષ દરમ્યાન રહેલ દેવની સંખ્યા ૩૩ ની કહી જેમાં રહેલ છે ૮ વસુ એટલે આઠ પદની ગાયત્રી.

૧૧ રુદ્ર એટલે અગ્યાર પદનો ત્રિષ્ટુપ્.

૧૨ આદિત્ય એટને બાર પદનો જગતી
ઇન્દ્ર એટને સોમ (ગર્જનામા રહેન)
૧ પ્રજાપતિ એટવે અગ્નિ વૈશ્વાનર.

દેવની સખ્યા ૩, ૭, અને ૧ વિષે ઉપર કહેવાઈ ગયું છે.

ઉપર પ્રમાણે પૃથક્કરણ કરતા, આર્યોએ, આ સૃષ્ટિના ઉપાદાન કારણ તરીકે એક જ તત્વને જોયેલ છે, જેમાથી સૃષ્ટિમા નજરે પડતા અનેક રૂપ ઉદ્ભવે છે પ્રાણીઓના શરીર જે જડ જગતનો એક ભાગ છે, જે જન્મે છે અને મરે છે તેનુ ઉપાદાન કારણ ઉપર જણા ના પ્રમાણેનુ મૂળમા રહેનું એકજ તત્ત્વ જે વૈશ્વાનર અગ્નિ છે તે ઉપરોકત ખુનાસાથી પુરવાર થાય છે, પરંતુ એ જડ શરીરની અદર રહેન આત્મા એ એ જડ શરીરનો જ એક ભાગ છે કે અન્ય કોઈ સ્વતત્ર તત્ત્વ છે તેનો ખુનાસો, અગ્નિ અને સોમ જુદા જુદા પ્રમાણમા એકમેક થતા જેમ અનેક રૂપ ઉદ્ભવે છે તેનો સતોષકારક ખુનાસો સારાય શતપથ બ્રાહ્મણમા કયાય જોવામા આવતો નથી, જેની પ્રતિતિ, શાડિલ્યના નીચે મુજબના કથન ઉપરથી જણાય છે કાડ ૧૦ અ ૧ બ્રા ૩ શાડિલ્ય કહે છે, "બ્રહ્મ એ શું છે તેનો વિચાર કરો અહિ મનુષ્યને બુદ્ધિ છે અને મૃત્યુ વખતે મનુષ્યને જેટલી બુદ્ધિ હોય છે તેટલી બુદ્ધિ સહિત તેનો પુનર્જન્મ થાય છે પોતાનો જાતનો વિચાર કરો, કે જે બુદ્ધિ વડે બનેલી છે, જેમા આત્મા રહેન છે, જેમા ચૈતન્ય છે અને જે (આત્મા) વાયુ જેવા સ્વભાવનો છે, જે પોતાની ઇચ્છા પ્રમાણે જુદા જુદા રૂપ ધારણ કરે છે, જે ચચળ છે, નિશ્ચિત છે, જેમા સુગધ અને સ્વાદ રહેન છે, જેની સત્તા (આત્માની) સર્વ લોકમા પથરાયની છે, જે આખા વિશ્વમા વ્યાપી રહેન છે, જેને વાચા નથી, તેમજ આકાર નથી એ સુવર્ણનો બનેલ પુરુષ (હિરણ્યગર્ભ), ચોખાના દાણાના નાનામા નાના ભાગથી પણ નાનો છે, તેમજ

વાયુ રૂપે, ધુમાડા વગરના પ્રકાશ વડે તે આકાશ કરતાં પણ ઉંચો છે. વાયુ કરતાં ઉંચો છે; પૃથ્વી કરતાં મોટો છે; ટુંકમાં વિશ્વમાં જે કંઇ દૃશ્યમાન છે તેના કરતાં મોટો છે. આત્માનું એ બીજ (હિરણ્યગર્ભ) એ હું છું. અહિંથી પ્રયાણ કર્યા પછી હું તે બીજને પ્રાપ્ત કરીશ એવી માન્યતાવાળી વ્યકિત માટે અચોક્કસતા છે જ નહિ.

નોંધ: શાંડિલ્ય એ પ્રખર વિદ્વાન વ્યકિત હતા અને તેણે કરેલ વિધાન શતપથ બ્રાહ્મણમાં ઠેકઠેકાણે આવે છે.

વૈશ્વાનર વિષે કાંડ ૧૦ અ ૧ બ્રા. ૧ કંડિકા ૧૧ માં કહેલ છે કે 'વૈશ્વાનર એ પુરૂષ છે અને પુરૂષ (પ્રજાપતિ)ની અંદર વૈશ્વાનર રહેલ છે એવું જેને જ્ઞાન છે તેને મૃત્યુ કંઇ કરી શકતું નથી. તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે. જે વ્યકિત વૈશ્વાનર વિષે બોલે છે તેને વૈશ્વાનર કંઇ નુકસાન કરતો નથી.

---

## પ્રકરણ ૭

## દાનવ અગર અસુર

કાંડ ૨ અ ૧ બ્રા. ૨ કંડિકા ૧૨. પ્રજાપતિના શરીરના અર્ધભાગમાંથી દેવ ઉત્પન્ન થયા અને અર્ધભાગમાંથી દાનવો ઉત્પન્ન થયા.

કાંડ ૧૧ અ ૧ બ્રા. ૬ કંડિકા ૯ અસુરોને પેદા કર્યા પછી પ્રજાપતિએ વિચાર કર્યો કે અસુરોને ઉત્પન્ન કરી મેં દુઃખ ઉત્પન્ન કર્યું છે, કારણ કે તેઓને લઈને અહીં અંધકાર થયો છે.' પ્રજાપતિએ અસુરોને શિક્ષા કરી તેમનો નાશ કર્યો.

કંડિકા ૮ અપાન વડે પ્રજાપતિએ અસુરોને પેદા કર્યા હતા.

કાંડ ૧ અ ૨ બ્રા. ૫

અસુરો આપસઆપસમાં પૃથ્વીના ભાગ પાડવા લાગ્યા. જેની દેવોને જાણ થતાં તેઓ ત્યાં ગયા અને પૃથ્વીમાં ભાગ માગ્યો. અસુરોએ કહ્યું: 'તમારામાંનો આ વામન વિષ્ણુ જેટલી જગા ઉપર સુઈ શકે તેટલી જગા અમો તમોને ભાગમાં આપશું. દેવોએ તે કબુલ કર્યું', અને વિષ્ણુને પૂર્વ દિશા તરફ સુવાડયો અને તેને ચારે બાજુએ છંદ વડે ઢાંકયો, છંદ વડે વિષ્ણુ મોટો (કદાવર) થતાં તેણે સમસ્ત પૃથ્વી પ્રાપ્ત કરી.

કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૯ વૃત્ર એ દાનવ હતો કારણ કે દનુ અને દનાયુએ તેને પુત્ર તરીકે ઉછેર્યો હતો.

કાંડ ૨ અ ૧ બ્રા. ૨ કંડિકા ૧૩ એક સમયે અસુરો રોહિણી નામનો યજ્ઞ બાંધવા લાગ્યા અને તે વડે સ્વર્ગ લોકે જવાની તેમણે ઇચ્છા કરી. ઇન્દ્રને આ વાતની જાણ થતાં તેણે બ્રાહ્મણનો વેશ ધર્યો એક ઇંટ મેળવી અને અસુરો પાસે ગયો અને કહ્યું 'ચણતર કામમાં મારી આ ઈંટ કામમાં લો.' અસુરોએ તે ઈંટ ચણતરના કામમા લીધી. પરંતુ યજ્ઞનુ ચણતર કાર્ય પુરૂં થવાની તૈયારીમાં હતું ત્યારે ઇન્દ્રે કહ્યું: 'આ ઇંટ તો મારી છે, હું તે પાછી ખેંચી લઇશ,' એમ કહેતાંનીવાર ઇન્દ્રે ચણતર કામમાંથી પોતાની ઇંટ પાછી ખેંચી લેતાં, ચણતર કાર્ય તુટી પડયું', અને અસુરો, સ્વર્ગ લોકમાં જવાની ઇચ્છા વડે ચણતર કાર્યના મથાળે બેઠા હતા તેઓ પડયા અને તેમનો નાશ થયો.

દેવ છે ત્યાં પ્રકાશ છે; અસુર છે ત્યાં અંધકાર છે.

દિવસ છે એ આર્ય છે, રાત્રિ એ અનાર્ય છે.

ઉપરોક્ત સાત મુદ્દાથી જણાય છે કે વિદ્યુતનો જે ભાગ વિનાશ કર્તા છે, જેમાં અંધકાર રહેલો છે તથા જે છેક નીચી સપાટીએ રહેલ છે તેને દાનવ અગર અસુર કહેલ છે. ઉત્તરોત્તર

નવો ઉત્પન્ન થતો વિદ્યુત તેમાં ઉમેરાતાં તે વિનાશ કર્તા નીવડે છે અને તેમાં સોમનું પ્રમાણ વધારે રહેવ હોઈ તે ભયંકર ગર્જના વાળો છે. નીચી સપાટીએથી ઉંચે ચડતાં, પુરૂષ પર્જન્ના બાજુની સપાટીએ આવતાં આપોઆપ તેનો નાશ થાય છે.

વૃત્રાસુર વધની આખ્યાયિકા ઉપરોક્ત વિનાશકર્તા વિદ્યુતને ઉદ્દેશીને લખાયેલી છે જે ઉપરથી તેની ઉત્પત્તિ, વૃદ્ધિ અને નાશ કેવી રીતે થાય છે તેનું વિશેષ વર્ણન, ઉપરોક્ત આખ્યાયિકાના શીર્ષક હેઠળ આ પુસ્તકમાં લખવામાં આવેલ છે.

---

## પ્રકરણ ૮

## પૂર્ણિમા અને અમાવાસ્યા

કુદરતની અંદર વિદ્યુતની ઉત્પત્તિ, સૂર્ય, ચંદ્ર અને પૃથ્વીને લઇને થાય છે. સાવિત્રી વૈ દેવાનામ્ પ્રસવિત્રી. દેવ (વિદ્યુતના નોખનોખા રૂપ)નું હોવાપણું સૂર્યને આધારે રહેલ છે.

કાંડ ૧ અ ૧ બ્રા. ૧ કંડિકા ૭ ઉપવાસ. આવતી કાલે યજમાન દીક્ષા ગ્રહણ કરવાનો છે એની દેવોને જાણ થતાં, દેવો દીક્ષાની આગલી રાત્રે યજમાનના ગૃહમા વાસ કરે છે. અને દેવો કંઇ આહાર ન કરે તો તેની સમિપમાં રહેલ યજમાન આહાર કેવી.રીતે કરી શકે ?

યજમાન એટલે અગ્નિ વૈશ્વાનર.

દીક્ષા ગ્રહણ કરવી એટલે અગ્નિ વૈશ્વાનરમાં નવો ઉત્પન્ન થતો વિદ્યુત ઉમેરાવો થવાની શરૂઆત થવી.

પરિભ્રમણની શરૂઆતમાં આવતી અમાવાસ્યાને દિવસે વાતાવરણમાં સોમ હોતો નથી.

કંડિકા ૧૨ બીજી સવારે અંતર્યું જળ લાવે છે અને યજ્ઞ કાર્ય શરૂ કરે છે.

**आपो हि यज्ञः** શુક્લપક્ષના પ્રથમ દિવસથી નવો વિદ્યુત ઉત્પન્ન થવા માંડે છે જેને आपः અગર पयः કહે છે.

કાંડ ૧ અ ૨બ્રા. ૫ કંડિકા ૧૮ દેવોએ વેદિ ચંદ્ર ઉપર ખસેડી અને એ વેદિના ચણતર કાર્યમાં ઉપયોગમાં આવતી જીવન આપતી માટી (મૃત્તિકા) ચંદ્ર ઉપર લેવામાં આવી. (મૃત્તિકા એ સોમ છે, પાણી એ અગ્નિ છે, જે બન્ને વડે વેદિની ઈંટો બને છે.)

સુદિના ૧૫ દિવસ દરમ્યાન, સૂર્યમાંથી પૃથ્વી ઉપર ખરતાં વિદ્યુતનાં અણુઓ પૃથ્વી ઉપર એકઠાં થાય છે, જેને આપઃ પયઃ અગર મિત્ર કહેવામાં આવે છે કારણ કે તે મિત્ર જેવાં એટલે કે હાનિકર્તા નહિ તેવાં છે.

પૂર્ણિમાને દિવસે ચંદ્ર પૂર્ણકળાનો હોય છે, જ્યારે તેની અંદરનો કાળો ડાઘ સંપૂર્ણ દેખાય છે, ત્યારે સુદિના દિવસો દરમ્યાન પૃથ્વી ઉપર એકઠો થયેલ વિદ્યુત્ (आपःपयः) એ ચાપ્રતે ચંદ્ર ઉપર પડે છે જ્યાં વદિના ૧૫ દિવસ દરમ્યાન તે પડયો રહે છે અને આપઃમાંથી તેનું રૂપાંતર થઇ તે સોમ (વરૂણ) બને છે. દરમિયાન વદિના દિવસો દરમિયાન પૃથ્વી ઉપર નવો आपः એકઠો થાય છે.

આપઃ એ અગ્નિ છે અને વરૂણ એ સોમ છે.

સમર્થન કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૨૪

સૂર્ય, દિવસ અને સુદિનો ચંદ્ર અગ્નિના સ્વભાવનાં છે. જ્યારે ચંદ્ર, રાત્રિ અને વદિનો ચંદ્ર સોમના સ્વભાવનાં છે.

કાંડ ૧૧ અ ૨ બ્રા. ૫ કંડિકા ૧ દેવોને અર્પણ કરવા માટે તેઓ અહીં 'અશ્વમેધ' કરે છે. અમાવાસ્યા અને પૂર્ણિમા એ

અશ્વમેધ છે એમ તેઓ કહે છે, પરંતુ સાચો અશ્વમેધ એ બીજો પ્રસંગ (વર્ષની આખરમાં રહેલ પ્રસંગ) છે કારણ કે ચંદ્ર એજ અશ્વમેધ છે.

મેધ એટલે ચરબી એટલે કે શરીરના મૂળભાગ કરતાં વધેલો ભાગ. જેમકે આખલાની ખુંધ એ એના શરીરના ભાગ કરતાં વધારાનો ભાગ હોય તે તેનો મેધ છે.

એવી રીતે ચંદ્ર ઉપર વર્દિનો દિવસો દરમ્યાન પડી રહેલો વિદ્યુત (સોમ) એ ચંદ્રનો ભાગ નથી પરતુ તે ચંદ્રનો મેધ છે.-

કંડિકા ૩ અશ્વ પ્રયાણ શરૂ કરે છે ત્યારે આહુતિ અપાય છે (જેનું આજ્ય એટલે ઘૃત બને છે) કારણ કે ચંદ્ર એ રાજન્ય છે, સોમ છે અને સોમ છે એ દેવનો ખોરાક છે. અમાવાસ્યાની રાત્રિ દરમ્યાન ચંદ્ર, પૂર્વ દિશામાં અગર પશ્ચિમ દિશામાં જોવામાં આવતો નથી ત્યારે તે પૃથ્વી ઉપર આવે છે.

કંડિકા ૪ યજમાન જ્યારે અમાવાસ્યાનો યજ્ઞ કરે છે ત્યારે તે જે આહુતિ આપે છે તે અશ્વ જ્યારે પ્રયાણ શરૂ કરે છે અને આહુતિ અપાય છે તેજ છે અને જ્યારે પૂર્ણિમાનો યજ્ઞ કરે છે ત્યારે તે અશ્વમેધ કરે છે અને તેને (અશ્વમેધને) દેવોને અર્પણ કરે છે. સાચો અશ્વમેધ વર્ષના અંતમાં થાય છે કારણ કે અમાવાસ્યા અને પૂર્ણિમા મળી એક માસ થાય છે અને એવા ૧૨ માસનું એક વર્ષ બને છે. (અને એ પ્રમાણે ૧૨ માસ દરમિયાન રહેલ ૨૪ પખવાડિઆં વડે ઉત્પન્ન થયેલ અને એકઠો થયેલ વિદ્યુતનો જથ્થો, વર્ષના અંતમાં વપરાઈ જાય છે).

અમાવાસ્યાને દિવસે જ્યારે ચદ્ર પૂર્વ અગર પશ્ચિમ દિશામાં જોવામાં આવતો નથી અને સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી અમુક કક્ષામાં હોય છે ત્યારે ચંદ્ર ઉપર વર્દિના દિવસો દરમ્યાન પડી રહેલો સોમ તથા વર્દિના દિવસો દરમ્યાન

પૃ'ની ઉપર નવો એકઠો થયેલ આપઃ બન્ને ઉડીને હવામાનમાં પડે છે, જ્યાં તેઓ એકમેક થતાં વિદ્યુતનું જે રૂપ ઉદ્દભવે છે તેને આજ્ય એટલે ઘૃત કહે છે અને ઉત્તરોત્તર અમાવાસ્યાઓના દિવસોએ પહેલાંની અમાવાસ્યાનું આજ્ય તથા નવું ઉત્પન્ન થયેલ આજ્ય એકમેક થતાં દરઅમાવાસ્યા એ· વિદ્યુતનું નવું રૂપ ઉદ્દભવે છે. એ રીતે એકએક રૂપમાં, નવું આજ્ય ઉમેરાતાં ઉત્તરોત્તર વિદ્યુતનું નવું નવું અને જુદા પ્રકારનું રૂપ બનતું જાય છે. બે અને બેની જોડ વડે મિથુન થાય છે.. કાંડ ૧ અ ૧ બ્રા. ૧ કંડિકા ૨૨ યજ્ઞપાત્રો બે અને બેની જોડીમાં લેવામાં આવે છે, જેમ કે ૧ શૂર્પ (સુપડી) અને. અગ્નિહોત્ર હવણી. (સુપડી વડે જેમ અનાજ ઉડે છે તેમ પૃથ્વી વડે આપઃ ઉડીને ચંદ્ર ઉપર પડે છે અને ધમણ વડે જેમ સોનું તપાવાય છે તેમ ચંદ્ર વડે આપઃ ગરમ થાય છે અને તેનો સોમ બને છે.

૨ સ્ફ્ય અને કપાલ (સ્ફ્ય એટલે તલવાર જે વજ્ર એટલે વિજળીનું પ્રતિક છેઃ કપાલ એટલે બે પડનો ગતેલ સંપૂટ એટલે કે બે પખવાડિઆ દરમ્યાન ઉત્પન્ન થયેલ આપઃ અને સોમ વડે ઝબકારાનું (વિજળી)નું સ્થૂલ બંધાય છે.

૩ શમ્ય અને કૃષ્ણાજિન (વજ્ર)ની અંદર નવું આજ્ય ઉમેરાતાં અનિષ્ટ તત્વોનો નાશ કરે (શમ્ય) તેવી ઋક, યજુ અને સામની ક્રિયાઓ જેવાં કે વિજળી અને ગર્જનાનાં સ્થૂલ ઉદ્દભવે છે. કૃષ્ણાજીન એટલે મૃગચર્મ ઋક, યજુ અને સામનું પ્રતીક છે·

૪ ઉલૂખલ અને મુસલ (ખાંડણીઓ અને સાંબેલું), વિજળી· અને ગર્જનાના સ્થૂલમાં નવું આજ્ય ઉમેરાતાં, ગર્જના અહિં સુધી જે કર્ણગોચર ન હતી તે કર્ણગોચર થાય છે.

૫ ઘંટીનાં બે પડ એટલે કે આકાશ અને પૃથ્વી એટલે કે સોમ અને અગ્નિ. કર્ણગોચર ગર્જના કરે તેવા વિદ્યુતના જથ્થામાં નવું આજ્ય ઊમેરાતાં વિદ્યુતના જથ્થામાથી અમુક પ્રમાણમાં અગ્નિ અને સોમ જુદાં પડે છે. સોમ ઊડીને આકાશમાં ઊંચે ઊડી જાય છે. અને અગ્નિ પૃથ્વીમાં સમાઇ જાય છે.

અમાવાસ્યાને દિવસે ઉદ્‌ભવતી આજ્યની ક્રિયાઓમા સોમ પૂરેપૂરો વપરાઇ જાય છે. જ્યારે અગ્નિ શેષ રહે છે. સમર્થન કાંડ ૧ અ ૬ બ્રા. ૪ કંડિકા ૧૩ અમાવાસ્યાને દિવસે ચંદ્ર જ્યારે પૂર્વ અગર પશ્ચિમ દિશામાં જોવામાં આવતો નથી, ત્યારે અમાવાસ્યાના યજ્ઞ વડે ઇન્દ્ર, ચંદ્રનો સંપૂર્ણ નાશ કરે છે. અને તે શેષ રહેતો નથી. ચંદ્ર એટલે સોમ. કંડિકા ૧૮ સૂર્ય છે એ ઇન્દ્ર છે, ચંદ્ર છે એ વૃત્ર (સોમ) છે, અને એ બન્ને વચ્ચે દુશ્મનાવટ હોવાથી, અમાવાસ્યાને દિવસે સૂર્ય, ચંદ્રનો આહાર કરી જાય છે અને તેને ચૂસી લઇને ફેંકી દે છે જેથી બીજે દિવસે એટલે કે સુદિ બીજને દિવસે ચંદ્ર પશ્ચિમમાં (સૂર્યથી ઘણે છેટે) તાંતણા જેવો દેખાય છે.

## અમાવાસ્યાને લગતી આખ્યાયિકાઓ.

### આખ્યાયિકા ૧ સૂત્રાત્મોષ્ટિ

કાંડ ૧ અ ૬ બ્રા. ૩ ત્વષ્ટાને વિશ્વરૂપ નામનો પુત્ર હતો, જેને ત્રણ મસ્તક હતાં, છ ચક્ષુ હતાં અને ત્રણ મુખ હતાં. વિશ્વરૂપ એક મુખ વડે સોમપાન કરતો, બીજા મુખ વડે સુરાપાન કરતો અને ત્રીજા મુખ વડે અન્ય આહાર કરતો. ઇન્દ્ર તેનો તિરસ્કાર કરતો. એક દિવસ ઇન્દ્રે વિશ્વરૂપનાં ત્રણ મસ્તક છેદ્યાં (ઇન્દ્ર સાથે ત્રિતા નામને જળ દેવતા હતો જેણે વિશ્વરૂપનાં ત્રણ મસ્તક છેદ્યાં. કાંડ ૧ અ ૨ બ્રા. ૩ કંડિકા ૨).

વિશ્વરૂપ જે મુખ વડે સોમપાન કરતો, તેમાંથી ચાતક બહાર આવ્યું.

વિશ્વરૂપ જે મુખ વડે સુરાપાન કરતો, તેમાંથી ચકલો બહાર આવ્યો. અને વિશ્વરૂપ જે મુખ વડે અન્ય આહાર કરતો તેમાંથી તેતર બહાર આવ્યું.

તેતરની પાંખ ઉપર મધના અને ઘૃતના છાંટા પડયા, માટે તેની પાંખ ઉપર નોખા નોખા રંગ રહેલ છે.

ત્વષ્ટાને, વિશ્વરૂપ હણાતાં ગુસ્સો ચડયો. તેણે સોમપાન આણ્યું અને ઇન્દ્રને સોમપાનમાંથી બાતલ કર્યો. દ્રોણકલશમાં શુક્ર (શુદ્ધ સોમ) હતું જેનું ઇન્દ્રે વગર આમંત્રણે પાન કર્યું. પરંતુ તે શુક્ર તેને માફક નહિં આવતાં શરીરમાં ફૂટી નીકળ્યું મુખ સિવાય આખા શરીરમાં તે ફૂટી નીકળ્યું. દેવોએ સૂત્રામણિ વડે ઇન્દ્રને સાજો કર્યો.

ક્રોધાયમાન ત્વષ્ટાએ દ્રોણ કલશમાં શેષ રહેલ શુક્ર આણ્યું અને જેમાંથી યજ્ઞ ઉદ્‌ભવે છે તેવાં તે શુક્રને અગ્નિ તરફ વ્હેતું કર્યું અને કહ્યું 'તારામાંથી ઇન્દ્રનો શત્રુ ઉત્પન્ન થાઓ.' વ્હેતું કરાયેલું તે શુક્ર અગ્નિ પાસે પહોંચતાની વાર મનુષ્યરૂપમાં ફેરવાઇ ગયું જેનામાં અગ્નિ અને સોમ રહેલાં હતાં. સર્વ વિદ્યા, સર્વ યશ, સર્વ અન્ન, અને શ્રી તેણે પ્રાપ્ત કર્યાં. વ્હેતો થયો અને પેટે ચાલ્યો માટે તે વૃત્ર (વૃત્ર He rolled) કહેવાયો અને પાદ વગરનો તે હતો માટે સર્પ (અહિ) કહેવાયો. દનુ અને દનાયુ નામનાં માતા પિતાએ તેને ઉછેર્યો માટે તે દાનવ કહેવાયો.

વૃત્ર બાજુમાં તીરવા વધ્યો અને આગળ પાછળ તીરવા વધ્યો અને પૂર્વના સમુદ્રને પશ્ચિમના સમુદ્રથી અલગ કર્યો. તે તેના શરીરના કદના પ્રમાણમાં ખોરાક ખાતો; પ્રાતઃકાળે દેવો, મધ્યાન્હે મનુષ્યો, અને સાયંકાળે પિતૃઓ તેને ખોરાક પૂરો પાડતા.

અગ્નિ અને સોમ જે વૃત્રની બાજુએ હતા તેમને પોતાની બાજુએ આવવા ઇન્દ્રે કહ્યું જેના બદલામાં તેમને (અગ્નિ અને

સોમને) અગ્યાર કપાલ ઉપરનો પુરોડાશ આપવા ઇન્દ્રે વચન આપ્યું; જે ઉપરથી અગ્નિ, સોમ અને બીજા દેવો, વૃત્રનો પક્ષ છોડી, ઇન્દ્રના પક્ષે ગયા અને ઇન્દ્રની મહત્તા હાલ છે તેટલી થઇ. આ ક્રિયા પૂર્ણિમાને રોજ થઇ. .

ધવાયેલો વૃત્ર પડયો જેના ટુકડા કરવા ઇન્દ્ર ધસ્યો. વૃત્રે કહ્યું તારૂં વજ્ર મારા તરફ મા ફેંક. મારી મહત્તા હતી તે હવે તારી થઈ છે. માત્ર મારા બે ટુકડા કર. '

ઇન્દ્રે કહ્યું ' તું મારો આહાર થા,' વૃત્રે હા પાડી. જે ઉપરથી વૃત્રના બે ટુકડા કરવામાં આવ્યા, જેમાનો એક ટુકડો જે સોમના સ્વભાવનો હતો તેનો ઇન્દ્રે ચંદ્ર બનાવ્યો અને બીજો ટુકડો જે આસુરી હતો તેમાથી પશુઓની હોજરી (ઉદર) બનાવવામાં આવી અને જ્યારે ચંદ્રની કળાઓ વધે છે ત્યારે તે આલોકરડે (વા બાજા ભાગ વડે ) વધે છે.

આખ્યાયિકા સંપૂર્ણ.

અનુવાદ—ત્વષ્ટા એટલે અગ્નિઅંગિરઃ વિશ્વરૂપ એટલે છંદ જે આખા વિશ્વમાં છવાઇ રહ્યો છે.

વિશ્વરૂપના ત્રણ મસ્તક એટલે ત્રણ છંદ ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી.

સોમપાન કરતું મુખ એ ગાયત્રી જેમાંથી ચાતક નીકળ્યું, સુરાપાન કરતું મુખ એ ત્રિષ્ટુભ જેમાંથી ચકલો નિકળ્યો. અન્ય આહાર કરતું મુખ એ જગતી જેમાંથી બે રંગની પાંખવાળું, તેતર નિકળ્યું એટલે જગતીના અંતમાં અગ્નિ (ઘૃત) અને સોમ (મધ) જુદા પડે છે.

ઇન્દ્રે વિશ્વરૂપનાં મસ્તક છેદ્યાં. ઇન્દ્ર એટલે ગર્જના; પરિભ્રમણના અંતમાં ભયંકર ગર્જના થતાં, અવાજનું સ્થૂલ

વપરાઇ જાય છે એટલે કે અવાજ કર્ણગોચર રહેતો નથી, એટલે કે ત્રણ છંદ ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી ક્રમે કરીને બંધ પડે છે

ત્વષ્ટાએ દ્રોણકલશમાં શુક્ર આપ્યું. અહિં શુક્ર એટલે બીજ ગર્ભાશયમાં પડે છે.

શુક્રને અગ્નિ તરફ ઢહેતું કર્યું અને કહ્યું કે તું ઇન્દ્રનો દુશ્મન થા. અહીં ગર્ભાશયમાંથી વિદ્યુત બહાર આવી પરિભ્રમણમાં પડે છે, જે કાળે કરીને વિશ્વને હાનિકર્તા નીવડે છે જેને વૃત્ર કહેલ છે જેની માતા દનુ (અગ્નિ) છે અને પિતા દનાયુ (સોમ) છે.

વૃત્ર શરીરે વધવા લાગ્યો એટલે કે પરિભ્રમણ જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ વાતાવરણમાં રહેલ વિદ્યુતની તાકાત વધતી જાય છે. પ્રાત:કાળે દેવોએ, મધ્યાન્હે મનુષ્યોએ અને સાયંકાલે પિતૃઓએ તેને ખોરાક આપ્યો. અહિં પરિભ્રમણના ત્રણ ભાગનું વર્ણન છે. એકએક ભાગ ૩૩ વર્ષના સમયનો છે.

પ્રથમનાં ૩૩ વર્ષ એ પ્રાત:કાળ છે જે દરમ્યાન અગ્નિ અને સોમનું પ્રાધાન્ય છે.

બીજાં ૩૩ વર્ષ એ મધ્યાન્હ કાળ છે જે દરમ્યાન વિદ્યુતનાં અન્ય રૂપોનું પ્રાધાન્ય છે.

છેલ્લાં ૩૩ વર્ષ એ સાયંકાળ છે. જે દરમ્યાન છંદની તાકાત ઉત્તરોત્તર ઘટતી જાય છે. ઇન્દ્રે વગર આમંત્રણે સોમપાન કર્યું અને તેના શરીરમાં સોમ ફૂટી નીકળ્યો અને દેવોએ સૂત્રામ્ણેષ્ટિ વડે ઇન્દ્રને સાજો કર્યો.

સૂત્રામ્ણેષ્ટિ એ અમાવાસ્યાને દિવસે આજ્ય બનવાની ક્રિયા છે. પરિભ્રમણના અંતમાં શરૂ થતા નવા સૈકાના પ્રથમ માસના શુક્લ પક્ષ દરમિયાન જે વિદ્યુતનું તત્ત્વ (આપ:) ઉત્પન્ન થાય છે તે એકથી વિદ્યુતનું સ્થૂલ બંધાતું નથી. અમાવાસ્યાના દિવસે શુક્લપક્ષ દરમિયાન ઉત્પન્ન થયેલ આપ:માંથી કૃષ્ણપક્ષ

દરમિયાન ઉત્પન્ન થયેલ સોમ તથા કૃષ્ણપક્ષ દરમિયાન નવો ઉત્પન્ન થયેલ આપઃ, અમાવાસ્યાને દિવસે એકમેક થતાં આજ્ય બને છે જે વડે વિદ્યુતનું સ્થૂલ બંધારણ છે તેને ઇંદ્ર કહેલ છે. ઇંદ્રની અંદર પ્રાધાન્યપણે સોમ રહેલ છે જે ગર્જનાનું બીજ છે.

ઇન્દ્રની સાથે જળદેવતા ત્રિતા હતો જેણે વિશ્વરૂપનાં મસ્તક છેદ્યાં. ગર્જના સાથે વિજળી હોય છે. વિજળી સોમનો નાશ કરે છે (જુઓ સોમ) અને સોમનો નાશ થતાં, અવાજ મંદ થાય છે અને ક્રમે કરીને તે કર્ણગોચર થનો બંધ પડે છે.

વૃત્રની બાજુએ અગ્નિ, સોમ, સર્વ યશ, સર્વ વિદ્યા, સર્વ અન્ન અને શ્રી હતાં. ઉપરોક્ત તત્ત્વો પરિભ્રમણમાં ફરતા વિદ્યુતમાં રહેલાં છે જે પરિભ્રમણના અંતમાં ક્રમે કરીને અલગ થાય છે. માત્ર અગ્નિ અને સોમ રહે છે.

ઇન્દ્રે વૃત્રના બે ટુકડા કર્યા જેમાંનો એક ભાગ ચંદ્ર થયો અને બીજો ભાગ પશુઓની હોજરીમાં દાખલ થયો એટલે કે પરિભ્રમણના અંતમાં અગ્નિ સોમ જુદા પડતાં, સોમ (ચંદ્ર) આકાશમાં ઉંચે ચડે છે અને અગ્નિ પૃથ્વીમાં સમાઈ જાય છે.

આજ કારણથી કાંડ ૧૧ અ ૧ બ્રા. ૬ કંડિકા ૧૦ માં લખ્યું છે કે'—'હે મઘવન (ઇન્દ્ર), તારો કોઇ દુશ્મન નથી, તેમજ કોઈ દિવસ તું કોઇ સામે લડયો નથી. તારા યુદ્ધની વાતો એ તો ભ્રમણા છે. આજે અગર ભૂતકાળમાં ક્યારેય તું દુશ્મન સામે લડયો નથી.

## આખ્યાયિકા ૨

કાંડ ૧ અ ૬ બ્રા. ૪

વૃત્ર તરફ વજ્ર ફેંકયા પછી ઇન્દ્ર સંતાઇ ગયો. ઋષિઓમાંના અગ્નિ હિરણ્યસ્તુપે અને છંદો માંહેના છંદ બૃહતિએ ઇન્દ્રને શોધી કાઢ્યો, જેની સાથે તેઓ એક અહોરાત્ર રહ્યા

દેવોએ ઇન્દ્ર અને અગ્નિને ૧૨ કપાલ ઉપરનો પુરોડાશ આપ્યો. કૃશ થઇ ગયેલ ઇન્દ્રે કહ્યું, મને આ પુરોડાશથી સંતોષ થતો નથી, માટે બીજું કંઇક ખાવા આપો !' દેવોએ ઇન્દ્ર માટે સોમ તૈયાર કર્યો. સોમ છે એ ચન્દ્ર છે. અમાવાસ્યાને દિવસે ચંદ્ર, પૂર્વ દિશા અગર પશ્ચિમ દિશામાં જોવામાં આવતો નથી, ત્યારે તે પૃથ્વી ઉપર આવે છે, અને જળ તથા વનસ્પતિમાં દાખલ થાય છે, જેનું પાન તથા આહાર ગાયો કરતી હોય, તેમના દૂધમાંથી દેવોએ સોમ ક્રમે કરીને એકઠો કર્યો, તૈયાર કર્યો અને મેળવણ નાખ્યું જે વડે સોમ તીક્ષ્ણ બન્યો અને તે ઇન્દ્રને આપ્યો, જેણે તેનું પાન કર્યું અને કહ્યું: "આનાથી મને સંતોષ થાય છે, પરંતુ મને તે માફક આવતો નથી, માટે હજુ પણ કંઇક ફેરફાર કરો." દેવોએ તેમાં ઉકાળેલ દૂધ ઉમેર્યું અને એ પ્રમાણે બનાવેલ સોમ ઇન્દ્રને માફક આવ્યો. સોમના છોડને પાણી સિંચવામાં આવે અને જેમ તેની કાતળીઓ (Stalks) તાકાતવાળી થાય છે તેમ, સોમમાં ઉકાળેલ દૂધ ઉમેરી ઇન્દ્રને આપવામાં આવતાં, ઇન્દ્ર તાકાતવાન થયો અને તેને કમળો થયેલ તેમાંથી તે સાજો થયો. ( નોંધ: કમળાના દર્દીને શરીરના સર્વ ભાગમાં લોહી ફૂટ કરે છે.)

આ ક્રિયા, અમાવાસ્યાને દિવસે બને છે જેને સન્નય કહેવામાં આવે છે.

આખ્યાયિકા સંપૂર્ણ.

કાંડ ૧ અ ૬ બ્રા. ૪ કંડિકા ૧૦ જેણે સોમયાગ (પૂર્ણિમાનો યજ્ઞ) કર્યો ન હોય તેનાથી સન્નય થઇ શકતો નથી એટલે કે આજ્યની બનાવટ માટે પૂર્ણિમા તથા અમાવાસ્યાના દિવસોએ ઉદ્દભવની ક્રિયાઓની જરૂર રહે છે. કંડિકા ૧૨ પૂર્ણિમા એજ વૃત્રઘ્ન (વૃત્રનો વધ કરવાવાળી) છે. વૃત્ર, વજ્ર વડે હણાય છે એટલે કે પૂર્ણિમાને દિવસે આપ:માંથી વજ્ર બને છે.

કંડિકા ૧૫ અમાવાસ્યા પહેલાના દિવસો દરમ્યાન જળ અને વનસ્પતિમાં (જળ=आपो हि वज्रः અને વનસ્પતિ=પવિત્રાં =પ્રાણ ઉદાન; સમર્થન માટે જુઓ વિદ્યુતનું પરિભ્રમણ), સોમ હોતો નથી જેથી ગાયો, અમાવાસ્યા પહેલાના દિવસો દરમ્યાન જળ અને વનસ્પતિનું પાન અને આહાર કરે છે, તે દિવસો દરમ્યાન ગાયોના દૂધમાં સોમ હોતો નથી. (ગાય એટલે વાક્, ગર્જના)

અનુવાદ—એકસો વર્ષના પરિભ્રમણના અંતમાં અવાજ કર્ણગોચર થતો (ઇન્દ્ર) બંધ પડે છે; અગ્નિ (હિરણ્યગર્ભ) અને ૩૬ પદના છંદ બૃહતિ વડે વિદ્યુતનું ફરી ગર્ભાધાન થાય છે. ૧૨ કપાલ ઉપરના પુરોડાશથી ઇન્દ્રને સંતોષ થતો નથી, ગર્ભાધાન થયા પછીના ૧૨ માસ દરમ્યાન ઉત્પન્ન થયેલ વિદ્યુત વડે અવાજ કર્ણગોચર થતો નથી.

દેવોએ ઇન્દ્રને સોમ આપ્યો જે ઇન્દ્રને માફક આવતો નથીઃ તેરમા માસના શુક્લ પક્ષને અંતે ઉત્પન્ન થતું વિદ્યુતનું અંગ (સોમ) પણ અવાજ કર્ણગોચર બનાવી શકતું નથી.

દેવોએ તેમાં ઉકાળેલ દૂધ (વરૂણ) ઉમેર્યું જેનું સત્તય બન્યું, જે ઇન્દ્રને માફક આવ્યું: તેરમા માસના કૃષ્ણ પક્ષને અંતે ચન્દ્ર ઉપર પરિપક્વ થયેલ સોમ વડે અવાજ ક્રમે કરીને કર્ણગોચર થવા પામે છે.

જેમ સોમના છોડને જળ સિંચતાં, તેની કાતળીઓ તાકાતવાન થાય છે, તેમ સત્તય વડે ઇન્દ્ર ઉત્તરોત્તર વધારે તાકાતવાળો બનતો જાય છેઃ એ પ્રમાણે દર અમાવાસ્યાને દિવસે ઉત્પન્ન થતું વિદ્યુતનું અંગ, ચાલુ વિદ્યુતના જથ્થામાં ઉમેરાતાં જતાં, અવાજ વધારે અને વધારે જોર પકડતો જાય છે.

આ પ્રમાણે વિશ્વકાર્યમાં વપરાતા અને પરિભ્રમણમાં ફરતા વિદ્યુતની ઉત્પત્તિમાં પૂર્ણિમા અને અમાવાસ્યા અગત્યનો મુખ્ય ભાગ ભજવે છે.

---

# પ્રકરણ ૯

## સોમ

### સોમ વિષે શતપથ બ્રાહ્મણમાં મળી આવતું સાહિત્ય.

કાંડ ૩ અ ૯ બ્રા. ૪ કંડિકા ૨૨, એને સોમ કેમ કહ્યો? આંખને ગમે તેવું તેનું રૂપ હતું જેને તેણે બાજુએ મૂકયું. દેવોએ યજમાનને કહ્યું, તે રૂપ તું ગ્રહણ કર. યજમાને તેને દૂરથી પોતા તરફ ખેંચ્યું અને કહ્યું, આ તો મારું પોતાનું સ્વાઁમ છે, જે ઉપરથી તે સોમ કહેવાયો.

કાંડ ૧ અ ૬ બ્રા. ૪ કંડિકા ૫ રાજન્ય સોમ, જે દેવોનો ખોરાક છે તે ચંદ્ર છે.

કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા ૧૭ ઇન્દ્રે વૃત્રના બે ટુકડા કર્યાં, જેમાંના એક ટુકડામાંથી તેણે ચંદ્ર બનાવ્યો.

કાંડ ૩ અ ૩ બ્રા. ૪ કંડિકા ૬ સોમને પહાડ ઉપર મૂકવામાં આવ્યો, જ્યા વજ્ર પહોંચતું નથી અને તેથી વજ્ર વડે ત્યાં તેનો નાશ થતો નથી.

કાંડ ૩ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૩ સોમ એ દેવ છે: કારણ કે સોમ (ચંદ્ર) આકાશમાં રહેલો છે, સોમ વૃત્ર હતો, જેનું શરીર પહાડ અને ખડક છે, જેના ઉપર 'અશાના' નામનો એક છોડ ઉગે છે, જેને અહિં લાવવામા આવે છે, પીસવામાં આવે છે અને દીક્ષા, ઉપસદ અને તાનુતપ્ત વડે તીક્ષ્ણ બનાવવામાં આવે છે; જેમાંથી સોમ બને છે.

કાંડ ૩ અ ૪ બ્રા ૩ કંડિકા ૧૪ સોમ છે એ મધમાખોનું મધ છે. મધમાખો જેમ મધ ચૂસી લઇને ઉડી જાય છે, તેમ દેવો વજ્ર વડે સોમને ચૂસી લઇ ચાલ્યા ગયા.

કાંડ ૩ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૬ દેવો સોમ ચૂસી ગયા એ વાતની ઋષિઓને જાણ થતાં, તેઓએ વાણી વડે યજ્ઞને ફરી ઉત્પન્ન કર્યો.

કાંડ ૩ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૭ છ ઋતુઓ વડે સોમને ફરી પ્રાપ્ત કરવામાં આવે છે.

કાંડ ૩ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૮ 'હે દેવ સોમ, તારા છોડની કાતળીઓ (Stalks) ઉત્તરોત્તર વધારે તાકાત વાળી થાઓ. જેના વડે એક ધનવિદ્ ઇન્દ્ર કે જે યજ્ઞનો દેવ છે તે તાકાત વાળો થાય; કારણ કે દર એક કાતળીમાંથી દશ એકધનવિદ્ અગર એકસો પ્યાલા ભરાય તેટલો રસ નીકળે છે, જેનું પાન ઘણા દેવો કરે છે. તારા વડે ઇન્દ્ર તાકાતવાન થાઓ અને ઇન્દ્ર વડે તું તાકાતવાળો થા.'

કાંડ ૪ અ ૫ બ્રા. ૧ કંડિકા ૨ સોમનો છોડ બે જાતનો હોય છે. જેમ કે સફેદ રંગનો અને ભુરા રંગનો; સફેદ રંગનું પૂર્વા ફાલ્ગુની નક્ષત્ર છે અને ભુરા રંગનું ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર છે.

કાંડ ૩ અ ૬ બ્રા. ૩ કંડિકા ૧૬ પ્રાણઘાતક શસ્ત્ર (વજ્ર) વડે જેનો નાશ ન થઇ શકે તેટલા નાના કદનો સોમ બન્યો, જેને આગળ દોરવામાં આવ્યો અને નિર્ભય બનાવવામાં આવ્યો. સોમને યજ્ઞ બનાવવામાં આવ્યો કારણ કે યજ્ઞ એ વિષ્ણુ છે.

કાંડ ૩ અ ૬ બ્રા. ૩ કંડિકા ૧૭ સોમ એ રેત છે.

કાંડ ૪ અ ૪ બ્રા. ૫ કંડિકા ૨૦ 'હે સોમ! તારૂં હૃદય સમુદ્રમાં, પાણીમાં છે, પાણી, વનસ્પતિ અને તું એક થાઓ.'

કાંડ ૪ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૪ સોમ વૃત્ર હતો, જેનું મસ્તક છેદવામાં આવ્યું ત્યારે તે પડયું અને દ્રોણ કલશ થયું.

સોમરસ દ્રોણ કલશમાં ગયો અને તેમાં સમાય તેટલો તેમાં રહ્યો અને વધારાના સોમમાંથી હરિરસ થયો જેમાંથી હારિયો-જન: નામનો ગ્રહ થયો.

સોમ સંબંધિના ઉપલા સાહિત્યથી સમજાય છે કે સોમ એ કોઇ એક જાતનું પીણું નથી. શતપથ બ્રાહ્મણની સાંકેતિક ભાષામાં તેને પીણા તરીકે વર્ણવેલ છે, પરંતુ તે પીણું નહિ હોતાં વિદ્યુતનું એક અંગ છે.

સોમને ચંદ્ર તરીકે વર્ણવ્યો છે, પરંતુ વાસ્તવિકતાએ સોમ એ ચંદ્ર નથી. ચંદ્ર ઉપર થતી ક્રિયા વડે સોમ ઉદ્‌ભવે છે, માટે તેને ચંદ્ર કહેલ છે.

જેવી રીતે સોમ મેળવવાનું સ્થાન ચંદ્ર છે, તેવી રીતે સોમ પ્રાપ્ત કરવાનું બીજું સાધન વૃત્ર (Radio Energy) છે જેનું પૃથક્કરણ થતાં તેમાંથી સોમ જુદો પડે છે.

વજ્ર વડે સોમનો નાશ થાય છે એટલે કે વિજળી સોમને ખાઈ જાય છે.

વજ્ર પહોંચી ન શકે તેટલી ઉંચાઇએ સોમને મૂકયો. પુરૂષ યજ્ઞના મુખની સપાટી સુધી ઉંચે વિજળીની અસર થઇ શકે છે, તેનાથી ઉંચે રહેલ સ્થાન જેને તુરીયં ધામ કહે છે ત્યાં વિજળી પહોંચી શકતી નહિ હોવાથી, તે સ્થાનમાં રહેલ સોમનો નાશ થતો નથી.

મધમાખ અને મધ એટલે ખાનાર (અગ્નિ) અને ખાદ્ય (સોમ),

સોમને એક છોડના નામથી સંબોધવામાં આવ્યો છે, જેની કાતળીઓમાંથી સોમરસ નીકળે છે, જે રસ, ઇન્દ્ર કે જે યજ્ઞનો મુખ્ય દેવ છે તેને આપવામાં આવે છે અને ઇન્દ્ર મારફત સોમ બીજા દેવોને મળે છે. સમર્થન કાંડ ૧ અ ૬ બ્રા. ૩ કંડિકા

૨૨, ઇન્દ્રમાં સર્વ દેવનો વાસ રહેલ હોઇ, ઇન્દ્ર, સર્વ દેવનું પ્રતિનિધિત્વ ધરાવે છે.

ઇન્દ્ર (વિદ્યુતનું મુખ્યરૂપ) માં અવાજ પ્રધાનપણે રહેલ છે અને અવાજમાં પ્રધાનપણે સોમ રહેલ છે. માટે જ કહેલ છે કે સોમ વડે ઇન્દ્ર તાકાતવાળો થાય અને ઇન્દ્ર વડે સોમ તાકાતવાળો થાય છે એટલે કે ગર્જના, આકાશમાં ઉંચે રહેલ સોમને નીચે ખેંચી લાવે છે. વિશ્વકાર્યમાં, ગર્જના મુખ્ય ભાગ ભજવતી હોઇ, ઇન્દ્રને સર્વ દેવ (વિદ્યુતનાં નોખનોખાં રૂપ) નું પ્રતિનિધિત્વ આપેલ છે.

સોમ છે એ રેત છે એટલે કે વિદ્યુતના બે અંગ માંહેનું અંગ સોમ એ પુલ્લિંગ છે.

જળ, વનસ્પતિ અને સોમ એક થાઓ आपो हि वज्रः આપઃ ને જથ્થો વધતાં તેમાં ધાસ ઉગે છે જેનાં પવિત્રાં બન્યાં એટલે વિદ્યુતની ઉત્પત્તિ થતાં તેમાં હલનચલનની ક્રિયા ( વર્તુલો ) પેદા થાય છે, જેને લઇને પ્રાણ ઉદાનની ક્રિયા ઉદ્ભવે છે.

વિદ્યુતનાં બે અંગ રહેનાં છે જેવાંકે Negative Electricity અને positive Electricity. Negative Electricity એ શતપથ બ્રાહ્મણમા લખાએલ અગ્નિ છે અને positive Electricity એ શતપથ બ્રાહ્મણમા લખાયેલ સોમ છે. અને એ બે તત્ત્વ સિવાય આ વિશ્વની શરૂઆતમાં બીજું કંઇ રહેનું નથી.

પૃથ્વીના ઉત્તરના છેડા તરફ અગ્નિ (Negative Electricity રહેલ છે અને પૃથિવીના દક્ષિણના છેડા તરફ સોમ (Positive Electricity) રહેલ છે.

સનાતની આર્યો તેમના આદ્ય નિવાસ સ્થાનમાંથી પર્યટન કરી નવા નિવાસ સ્થાનમાં ગયેલ છે, ત્યાં તેઓએ ઉત્તર દિશામાં અગ્નિનું પ્રતીક મૂકયું છે અને દક્ષિણ દિશામાં સોમનું પ્રતીક મૂકયું છે

સોમ વિષે પોતાના વિચાર જણાવતાં પ્રો. જ્યુલિઅસ એગલિંગ (Julius Egling) લખે છે કેઃ-

The divine personality of Soma, it is true, is even for vedic emergency, of an extremely vague and shadowy character: but it is difficult to see what plastic conception there could be of a deity whose chief activity apparently consists in mingling his fiery male nature with teeming waters of the sky and the swelling sap of the plants.

Soma is a luminous deity, a source of light and life. In the Brahmans, Soma in this respect has become completely identified with the Moon, whose varying phases and temporary obscuration at the time of New Moon, favoured the mystic notions as his serving as food to the Gods and Fathers; and his periodical descents to the Earth with the view of sexual union with the waters and plants and his own regeneration.

Somewhat peculiar are the relations between Soma and Surya's daughter. In one passage she is said to pass Surya through the perpetual filter; while in another, Surya's daughter brought the bull (Soma ?) reared by Parjanya: the Gandharvas seized him and put him as sap into the Soma plant.

There is marriage ceremony celebration of Surya's daughter and Soma at which the two twins act as the bride's men and Agni as the leader of the bridal

procession to the bridegroom's home. But in as much as, it is Soma that enables Indra effectively to wield his weapon, might, by a bold yet perfectly natural metaphor, identify the potent drink with the terrible bolt. When his song of praise is brought forth then Soma, the powerful liquor, becomes the thousandfold winning thunderbolt. Indra's thundetbolt, the bountiful bull, the exhilarating Soma, clarifies itself in a manner pleasing to the heart.

This sweet Soma has reared in the tub, Indra's thunderbolt, more beautiful than the beautiful one.

Indra, drinks the pressed Soma...sharpening the thunderbolt with its strength.

Matrishvan has brought down the one (Agni) from the sky and the Syena has churned the other (Soma) from the celestial rock.

M. Bergaegna identifies the Soma-bearing bird with the lightning and the lightning again being to him, no other than Soma as it is stated in the myth that Soma takes himself down to the earth.

But, of course, the real divine Soma is not the rain-drop itself, any more than is the drop of juice pressed from the Soma plant, but he is the spark of celestial fire enclosed in the drop. It would seem then that, as the masses of cloud overspread

the sky, Soma, the heavenly light, is conceived as entering into union with the celestial cows or waters, released by the thunderbolt from their mountain-keep and coming down with them to the earth.

ઉપરોક્ત વિધાનથી જણાય છે કે પાશ્ચાત્ય વિદ્વાનોએ, સોમ, વરસાદ અગર વિજળીમાં રહેલ છે એવી કલ્પના કરી છે, જ્યારે વાસ્તવિકતાએ સોમ એ વિદ્યુતનું પોઝિટીવ અંગ છે. પાશ્ચાત્ય વિદ્વાનોને ઉપરોક્ત માન્યતાવાળા હોવામાં શતપથ બ્રાહ્મણની અંદર વપરાયેલ સાંકેતિક ભાષા કારણભૂત છે.

## સોમના સંબંધેની આખ્યાયિકાઓ
## આખ્યાયિકા ૧ કદ્રૂ સુપર્ણી

કાંડ ૩ અ ૬ બ્રા. ૨ સોમ આકાશમાં હતો જેને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા દેવોએ કદ્રૂ અને સુપર્ણી નામની માયા ઉત્પન્ન કરી.

સુપર્ણી—આ સમુદ્રને પેલે કાંઠે સફેદ અશ્વ ઉભો છે જેને હું જોઉં છું.

કદ્રૂ—તેની પુંછડી જે નીચી નમેલી છે તેના વાળ, દોરડાં માફક પવન વડે હાલે છે.

સુપર્ણી—આવ, આપણે ત્યાં ઉડીને જઇએ અને નક્કી કરીએ કે આપણામાંનું કોણ વિજયવંત બને છે.

કદ્રૂ—તુ ત્યાં ઉડીને જા, અને પછી કહેજે, કોણે જીત મેળવી?

સુપર્ણી ઉડીને ત્યાં ગઇ અને ત્યાં કદ્રૂનું કહેવું તેને સત્ય લાગ્યું. જ્યારે સુપર્ણી પાછી આવી ત્યારે કદ્રૂએ તેને પુછયુંઃ જીત તારી કે મારી? સુપર્ણીએ કહ્યુંઃ 'જીત તારી.'

-કદ્રૂએ કહ્યું: 'મેં તને જીતી માટે હું કહું છું કે તું આકાશમાં ઉડ અને સોમ કે જે આકાશમાં ઉંચે રહેલ છે તેને નીચે લાવી દેવોને આપ, અને દેવઋણમાંથી મુક્ત થા.'

સુપર્ણી કબૂલ થઈ, જેણે છંદ પેદા કર્યો, જેમાંનો ગાયત્રી છંદ શ્યેન પક્ષી બની આકાશે ઉડયો અને સોમ લાવ્યો.

સોમ સોનાના બે પ્યાલા વચ્ચે ઢંકાયલો હતો. આંખના પલકારા જેટલા સમયમાં તે પ્યાલાં ઉઘડતાં હતાં અને બીડાતાં હતાં અને તેના ઉપર ગંધર્વનો પહેરો હતો.

ગાયત્રીએ પ્રથમ એક પ્યાલું તોડયું (શુકલપક્ષ) અને દેવોને આપ્યું, જે વડે દેવોએ દીક્ષા કરી ત્યાર બાદ બીજું પ્યાલું તોડયું (કૃષ્ણ પક્ષ) અને તે દેવોને આપ્યું, જે વડે તેઓએ ઉપસદ: કર્યું.

ત્યાર પછી ગાયત્રીએ ખદીરની લાકડી વડે સોમને પકડયો અને અચ્છાવાક (અમાવાસ્યાને દિવસે ઉદ્‌ભવતું મિથુન) ના પહેરામાંથી સોમને બહાર લાવી માટે અચ્છાવાકને સોમપાન મળતું નથી.

અનુવાદ—પરિભ્રમણના અંતમાં સોમ ઉડીને આકાશમાં ઉંચે ચડી જાય છે, તેને ગાયત્રી, એટલે બાર માસ દરમ્યાન એકઠો થયેલ, નવો ઉત્પન્ન થયેલ, વિદ્યુત ખેંચીને નીચે વાતાવરણમાં લાવે છે.

અચ્છાવાક્ કાંડ ૪ અ ૩ બ્રા. ૧ અમાવાસ્યાને દિવસે અગ્નિ સોમનું ઉદ્‌ભવતું મિથુન.

આખ્યાયિકા ૨

કાંડ ૩ અ ૨ બ્રા. ૪ સોમ આકાશમાં હતો, જેને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા દેવોએ કદ્રૂ સુપર્ણી નામની માયા ઉત્પન્ન કરી, જે વડે ગાયત્રી, શ્યેનપક્ષી બની ઉંચે ઉડી અને સોમ લાવી.

ગાયત્રી જ્યારે આકાશમાંથી સોમ નીચે લાવતી હતી ત્યારે ગંધર્વ વિશ્વાવસુએ (ત્રિષ્ટુભછંદ) સોમને ગાયત્રી પાસેથી આંચકી લીધો. દેવોએ ગંધર્વો પાસે 'વાક્' ને મોકલી. જેણે ગંધર્વો; પાસેથી સોમ લઇ દેવોને આપ્યો. ગંધર્વો દેવો પાસે આવ્યા. અને કહ્યું: 'સોમ ભલે તમો રાખો; અમોને બદલામાં વાક્ આપો' દેવોએ ગંધર્વોને વાક્ આપી જેને ખુશી રાખવા ગંધર્વોએ વેદ ગાન કર્યું, પરંતુ દેવો વાંસળી વગાડી નાચવા લાગ્યા જે ઉપરથી વાક્, ગંધર્વોને ત્યજી, દેવો પાસે આવી. એ પ્રમાણે દેવોએ સોમ અને વાક્ બન્ને પ્રાપ્ત કર્યાં.

અનુવાદ—गांधारयति इति गंधर्वः જેની અંદર અવાજ રહેલ છે તે ગંધર્વ એટલે કે છંદ.

છંદ ત્રણ છે જે ક્રમે કરીને ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી તરીકે રહેલા છે. પ્રથમ ગાયત્રી વડે ખેંચાઇને સોમ નીચે આવે છે અને ગાયત્રીના અંતમાં તે ત્રિષ્ટુભમાં દાખલ થાય છે અને ત્યાર પછી જગતી છંદમાં આવે છે અને પરિભ્રમણના-અંતમાં છંદ જ્યારે કર્ણગોચર થતો બંધ થાય છે ત્યારે સોમ ઊંચે ચડી જાય છે. વાક્ ગંધર્વોને ત્યજી ચાલી જાય છે એટલે કે છંદ, કર્ણગોચર થતો બંધ પડે છે.

ગંધર્વ વિશ્વાવસુ એટલે કે ત્રિષ્ટુભછંદ. સમર્થન-કાંડ ૧ અ ૩ બ્રા. ૪ કંડિકા ૧ આહવનીયની પશ્ચિમે પ્રથમ તે વચલી પરિધિ મૂકે છે અને કહે છે: 'ગંધર્વ વિશ્વાવસુ તારૂં રક્ષણ કરો' વચલી પરિધિ એટલે વચલો છંદ ત્રિષ્ટુભ.

## આખ્યાયિકા ૩ પુરૂરવા ઉર્વશી.

કાંડ ૧૧ અ ૫ બ્રા. ૧ ઉર્વશી નામની એક અપ્સરા હતી, જેને ઇડાના પુત્ર પુરૂરવા સાથે સ્નેહ બંધાયો. ઉર્વશી પુરૂરવા સાથે એ શરતે રહી કે દિવસમાં તેઓનું મિલન ભલે ત્રણ

વખત થાય, પરંતુ ઉર્વશીની ઇચ્છા વિરૂદ્ધ પુરૂરવા તેની સાથે શયન કરી શકે નહિ, તેમજ નગ્ન સ્થિતિમાં પુરૂરવાએ ઉર્વશીને દેખાવ આપવો નહિ.

પુરૂરવા અને ઉર્વશી લાંબી મુદત સુધી સાથે રહ્યાં અને ઉર્વશીએ પુરૂરવા વડે ગર્ભ ધારણ કર્યો. ગંધર્વોએ પરસ્પરમાં કહ્યું: ઉર્વશી ઘણો લાંબો સમય મનુષ્ય સાથે રહી, તેણીને અહિં લાવવા માટે કંઇક યુક્તિ કરો '

ઉર્વશી, તેણીના પલંગ પાસે બે બચ્ચાં સાથે એક ઘેટી બાંધતી; ગંધર્વો તેમાંનું એક બચ્ચું ઉઠાવી ગયા. ઉર્વશીએ આર્તનાદ કર્યો: ' મારૂ વ્હાલસોયું તેઓ ઉપાડી ગયા; કેમ જાણે કે અહિ જવાંમર્દ ન હોય. ' ત્યારબાદ ગંધર્વો બીજું બચ્ચું ઉપાડી ગયા અને ઉર્વશીએ ઉપર પ્રમાણે ફરીને આર્તનાદ કર્યો.

પુરૂરવાએ વિચાર કર્યો: ' હું જ્યાં હોઉં ત્યાં જવાંમર્દની ખામી કેમ દેખાય ? ' અને નગ્નાસ્થિતિમાં તે હતો તેવો, ગંધર્વ પાછળ દોડયો. પાછળથી તેને વિચાર થયો કે તેણે કપડાં પહેર્યાં હોત તો સારૂ હતું. ગંધર્વોએ વિજળીનો ઝબકારો કર્યો અને ઉર્વશીએ પુરૂરવાને નગ્ન સ્થિતિમાં જોયો: તરતજ તેણી અદૃશ્ય થઇ ગઇ.

પુરૂરવા પાછો ફર્યો ત્યારે તેણે જોયું કે ઉર્વશી અદૃશ્ય થઇ ગઇ હતી દુ:ખથી બૂમ પાડતો, કુરૂક્ષેત્રમાં તે સર્વ સ્થળે ભટક્યો, જેમાંના એક સ્થળે એક સરોવરમા અપ્સરાઓ હંસોનું રૂપ ધારણ કરી તરતી હતી, ઉર્વશી જે માંહેની એક હતી. તેણીએ પુરૂરવાને પિછાણ્યો અને બીજી અપ્સરાઓને કહ્યું ' હું આ મનુષ્ય સાથે વાસ કરીને રહી હતી ' બીજી અપ્સરાઓએ કહ્યું ' ચાલો આપણે તેને મળીએ ' ઉર્વશીએ હા કહી અને અપ્સરાઓ તેઓના મૂળ રૂપમાં પુરૂરવાને મળી

પુરૂરવાએ ઉર્વશીને પિછાણી અને તેને આજીજી કરી કહેવા લાગ્યો 'હે પ્રિયે ! ઉભી રહે.' તું ક્રૂર હૃદયની છે. જરા મારી વાત સાંભળ. ભવિષ્યમાં આપણું આ રહસ્ય આપણને સુખરૂપ નહિ થાય. થોભ, જરા વાત કર.' ઉર્વશીએ પુરૂરવાને કહ્યું, 'તારી સાથે વાત કરવાની મારે શી જરૂર ? ઉષાની માફક હું ચાલી ગઇ છું. પુરૂરવા, ઘર તરફ તું પાછો ફર. હું તો વાયુની લ્હેર છું, જેને તું પકડી શકીશ નહિ. તેં વચનભંગ કર્યો છે.' પુરૂરવા એક સાથે બોલ્યો: 'તારો વ્હાલો એવો જે હું તે ચાલ્યો જઇશ, ફરીને નહિ આવું. બહુ દૂર જઇશ, નિર્રીતીના ખોળામાં જઇને પડીશ અગર ક્રૂર વરૂઓનો ખોરાક બનીશ.'

ઉર્વશીએ કહ્યું, 'પુરૂરવા, તું મરીશ નહિ, ચાલ્યો જઇશ નહિ, તેમજ વરૂઓનો ખોરાક બનીશ નહિ. ખરૂં પૂછે તો સ્ત્રીઓ કોઇની મિત્રાચારી રાખતી નથી, કારણ કે તેમનાં અંતઃકરણ ક્રૂર હોય છે; માઠું લગાડીશ નહિ. ઘર તરફ પાછો ફર. મારૂં રૂપ બદલાયું હતું, ત્યારે હું મનુષ્યો સાથે ભળી હતી અને શરદ સંપાતની ચાર રાત્રિ તારી સાથે રહી હતી. દિવસમાં એક વખત થોડું જેવું ઘી હું ખાતી અને મને આજે પણ તેનાથી સંતોષ છે.' ઉર્વશીને પુરૂરવા ઉપર દયા આવી જેથી તેણીએ તેને કહ્યું: વર્ષની છેલ્લી રાત્રીએ તું અહિં આવજે અને મારી સાથે એક રાત્રિ શયન કરજે; દરમ્યાન તારો પુત્ર જન્મ્યો હશે.'

પુરૂરવા વર્ષની છેલ્લી રાત્રીએ ત્યાં ગયો; જ્યાં તેણે સુવર્ણનો મહેલ નિહાળ્યો. તેઓએ પુરૂરવાને મહેલમાં દાખલ થવા કહ્યું, અને ઉર્વશીને પુરૂરવા પાસે મોકલી.

ઉર્વશી પુરૂરવા પ્રત્યે બોલી: 'આવતી કાલે સવારે ગંધર્વો તને વચન માગવા કહેશે અને તારે શું માગવું તેનો વિચાર કરજે.'

પુરૂરવાએ કહ્યું: મારે શું માગવું તે તું મને કહે.'

ઉર્વશીએ કહ્યું: 'તું એ માગજે કે તેઓ તને ગંધર્વ બનાવે.'

એ પ્રમાણે બીજી સવારે ગંધર્વોએ પુરૂરવાને વચન માગવા કહ્યું અને તે બોલ્યો: 'મને ગંધર્વ બનાવો!'

ગંધર્વોએ કહ્યું, 'ખચીત મનુષ્ય પાસે એવો અગ્નિ નથી કે જે વડે યજ્ઞ કરવાથી મનુષ્ય ગંધર્વ બની શકે!'

ગંધર્વોએ અગ્નિપાત્રમાં અગ્નિ મૂકયો જે તેમણે પુરૂરવાને આપ્યો અને કહ્યું: 'આ અગ્નિ વડે યજ્ઞ કરવાથી તું ગંધર્વ થઈશ.'

પુરૂરવાએ પોતાના પુત્રને સાથે લીધો તથા અગ્નિપાત્ર સાથે અગ્નિને લઇ ઘર તરફ પંથે પડયો. ગામ નજીક આવતાં અગ્નિપાત્ર સાથે અગ્નિને જંગલમાં મૂકયો અને પુત્ર સાથે તે ગામમાં ગયો. ત્યાર બાદ તે પાછો ફર્યો અને જોયું તો અગ્નિ તેના જોવામાં આવ્યો નહિ. અગ્નિના સ્થાનમાં અશ્વત્થ વૃક્ષ તેણે જોયું અને અગ્નિપાત્રના સ્થાનમાં તેણે સમિ વૃક્ષ જોયું.

પુરૂરવા ગંધર્વો પાસે ફરીને ગયો જેઓએ તેને કહ્યું, એક વર્ષના સમય સુધી ચોખાનો પિંડ રાધજે જે ચાર વ્યકિતઓ માટે પૂરતા પ્રમાણનો હોય અને દરેક વખતે આ અશ્વત્થ વૃક્ષમાંથી લાકડાના ત્રણ ટુકડા લઈ, ઘૃતવાળા કરી અગ્નિ ઉપર મૂકજે અને સ્તુતિ કરજે કે કાષ્ટ અને ઘૃતમાંથી અગ્નિ ઉત્પન્ન થાઓ. પરિણામે જે અગ્નિ ઉત્પન્ન થશે, તે વડે તું યજ્ઞ કરી શકીશ.

વળી ગંધર્વોએ કહ્યું: 'તેના કરતાં તું અશ્વત્થ કાષ્ટની ઉપલી અરણિ બનાવ અને સમિ કાષ્ટની નીચલી અરણિ બનાવ. જે વડે ઉત્પન્ન થતા અગ્નિથી તું યજ્ઞ કરી શકીશ.'

ફરીને તેઓ બોલ્યા: 'એ મુશ્કેલ છે માટે ઉપલી તેમ જ નીચલી અરણિ બન્ને અશ્વત્થ કાષ્ટની બનાવ અને તે વડે ઉત્પન્ન થતા અગ્નિ વડે તું યજ્ઞ કરી શકીશ!'

પુરૂરવાએ એ પ્રમાણે અગ્નિ ઉત્પન્ન કરી યજ્ઞ કર્યો જે વડે તે ગંધર્વપદને પામ્યો.

આખ્યાયિકા સંપૂર્ણ.

અનુવાદ. ૧ ઇડાનો પુત્ર પુરૂરવા.

કાંડ ૧ અ ૮ બ્રા. ૧ કંડિકા ૨૦ ઇડા એ ગાય છે અને સોમ એ વાછડો છે.

ગાય એટલે વાક, ગર્જના, અને પુરૂરવા એટલે ગર્જનામાં રહેલ સોમ.

પુરૂરવાને ચંદ્રવંશી પણ કહેલ છે; સોમ ચંદ્ર ઉપર ઉત્પન્ન થાય છે માટે ને ચંદ્રવંશી છે.

માટે પુરૂરવા એ સોમ છે અને ઉર્વશી એ અગ્નિ છે.

૨ અગ્નિ અને સોમ જે વિદ્યુતમાં એકમેકપણે રહેલ છે તેને વિજળી (Lightning) જુદાં પાડે છે.

૩ પુરૂરવા કુરૂક્ષેત્રમાં જાય છે, જ્યાં ઉર્વશી સાથે મિલન થાય છે.

કુરૂક્ષેત્ર એટલે એ ક્ષેત્ર જેની અંદર ચરૂ (દ્રોણ કલશ) મૂકવામાં આવે છે એટલે કે ગર્ભને રહેવાનું સ્થાન, જે ઇશાન ખૂણામાં આકાશમાં ઘણે ઉંચે રહેલું છે. ત્યાં અગ્નિ અને સોમ એકમેક થતાં ગર્ભાધાન થાય છે.

૪ સુવર્ણનો મહેલ એટલે આહ્વનીય અગ્નિ એટલે કુરૂક્ષેત્રમાં રહેલ અગ્નિ.

૫ મહેલમાંથી બહાર આવતાં, પુરૂરવા તેના પુત્ર તથા અગ્નિપાત્ર તથા અગ્નિ સાથે ઘર તરફ વળે છે. પુત્ર એટલે એકસો વર્ષના અંત પછી, પરિભ્રમણમાં નવો દેખાતો વિદ્યુત, અગ્નિ એટલે સોમ અને અગ્નિપાત્ર એટલે અગ્નિ. અહિં બીજા સૈકાનું પરિભ્રમણ નવેસરથી શરૂ થાય છે.

૬. અગ્નિપાત્ર અને અગ્નિને જંગલમાં મૂકી પુરૂરવા ગામમાં ગયો. અહિં વિદ્યુતના પરિભ્રમણમાં ફરતો જથ્થો, ઇશાન ખૂણામાં (ગામમાં) ચડી જાય છે ત્યારે રોજબરોજનો ઉત્પન્ન થતો વિદ્યુત વાતાવરણમાં રહે છે.

૭ અગ્નિના સ્થાનમાં અશ્વત્થ વૃક્ષ અને અગ્નિપાત્રના સ્થાનમાં સમિ વૃક્ષ ઉદ્‌ભવે છે. અશ્વત્થ એટલે નાશવંત. સોમ નાશવંત હોઇ અશ્વત્થ વૃક્ષ સોમનું પ્રતીક બને છે. જ્યારે સમિવૃક્ષ અગ્નિનું પ્રતીક બને છે. એક વર્ષ સુધી ચોખાનો પિંડ પકાવ, જે ચાર વ્યક્તિઓ માટે પુરતો થાય ચોખાનો પિંડ એટલે ગર્ભ, એક વર્ષ દરમ્યાન ગર્ભાશયમાં એટલે ઇશાન ખૂણામાં રહે છે; જે બહાર આવ્યા પછી તેમાંથી વિદ્યુતનાં ૪ રૂપ ઉદ્‌ભવે છે જેવાં કે ૧ દેવ, અગ્નિ અને સોમ. ૨. ઋષિ એટલે પ્રાણ ઉદાન ૩. પિતૃઓ. ૪. મનુષ્યો. સમર્થન, કાંડ ૧ અ ૭ બ્રા. ૨ કંડિકા ૮ ઋણ ચાર પ્રકારનું છે. દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણ, અને મનુષ્યઋણ. કુરૂપાંચાલોમાં પુરોડાશ ચાર ભાગમાં વ્હેંચવાની પ્રથા છે.

૮ ઘૃત ચોપડેલ અશ્વત્થ કાષ્ટના ત્રણ ટુકડા=ઘૃત એટલે આજ્ય અશ્વત્થ એટલે સોમ.

ત્રણ માસના અંતમાં રહેલ આજ્ય તથા સોમ (એક સૈકાના પરિભ્રમણનું પ્રથમ વર્ષ જેના પ્રથમના ત્રણ માસ દરમ્યાન ઉત્પન્ન થયેલ વિદ્યુત જે વડે ઝબકારો દૃષ્ટિગોચર હોતો નથી તથા અવાજ કર્ણગોચર નથી.

૧૦ ઉપલી અરણિ અશ્વત્થ કાષ્ટની તથા નીચલી અરણિ સમિ કાષ્ટની=અગ્નિ અને સોમ સરખા પ્રમાણમાં છે, (આ ક્રિયા ચોથા માસના અંતમાં છે જ્યારે ઝબકારો દૃષ્ટિગોચર થાય છે.)

૧૧ ઉપલી અરણિ અશ્વત્થ કાષ્ટની તેમજ નીચલી અરણિ પણ અશ્વત્થ કાષ્ટની=અહિં સોમનું પ્રમાણ બેવડું છે, જે આઠ

માસના અંતમાં રહેલ છે; જ્યારે અવાજ કર્ણગોચર થાય છે (પુરૂરવા ગંધર્વ (છંદ) થયો.)

વિદ્યુત (Radio Energy)ની ઉત્પત્તિ પુલ્લિંગવિદ્યુત તથા સ્ત્રીલિંગ વિદ્યુત વડે થાય છે.

શુકલ યજુર્વેદ વાજસનેયી માધ્યન્દિન શાખા પૂર્વાર્ધ.

अग्नेर, जनित्रमसी वृष्णौस्थऽउर्वदय स्यायुरसी पुरुरवा असी. etc.

અગ્નિનું જન્મવાપણું એ વૃષ્ણો (પુલ્લિંગ અને સ્ત્રીલિંગ) વડે છે. ઉર્વશી અને પુરૂરવા વડે આયુ ઉત્પન્ન થયેલ છે.

પુરૂરવા ઉપલી અરણિ છે અને ઉર્વશી નીચલી અરણિ છે

હે અગ્નિ, હું તારૂં ગાયત્રી છંદ વડે મંથન કરૂં છું, ત્રિષ્ટુભ છંદ વડે મથન કરૂં છું, જગતી છંદ વડે મંથન કરૂં છું. (કાંડ ૩ અ ૪ બ્રા. ૧ કંડિકા ૨૩)

હે અગ્નિ, સાવિત્રીનો પ્રેરણાવડે, અશ્વિનોના બાહુ વડે તથા પુષાનના હસ્ત વડે હું તને ગ્રહણ કરૂંછું. કાંડ ૧ અ ૧ બ્રા. ૨ કંડિકા ૧૭.

અનુવાદઃ ઉપલી અરણિ પુલ્લિંગ એટલે સોમ Positive Electricity.

નીચલી અરણિ સ્ત્રીલિંગ એટલે અગ્નિ Negative Electricity.

પુલ્લિંગ અને સ્ત્રીલિંગ વડે आयु (Radio Energy) ઉદ્ભવે છે જે ત્રણ છંદના રૂપમાં (ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી) વિશ્વકાર્યમાં વપરાય છે.

સાવિત્રીની પ્રેરણા વડે-સોમ અને અને અગ્નિનું હોવાપણું સૂર્યને લઇને છે.

અશ્વિનો (પ્રાણ ઉદાન)ના બાહુ વડે એ વિદ્યુતમાં પ્રથમ પ્રાણ ઉદાન ઉદ્ભવે છે જેને લઇને વર્તુલો થાય છે.

પુશાનના હસ્તવડે-(વર્તુલો પછી) છંદ વડે વિદ્યુત વિશ્વ-કાર્યમાં વપરાય છે.

---

## પ્રકરણ ૧૦

## અગ્નિ આહ્વનીય અને ગાર્હપત્ય.

**અગ્નિ બે પ્રકારનો છે, જેમકે ૧ આહ્વનીય ૨ ગાર્હપત્ય.**

૧ આહ્વનીય અગ્નિ, ધ્રુશાનખૂણામાં આકાશમાં ઊંચે રહેલ છે; જ્યારે ગાર્હપત્ય અગ્નિ, પૃથિવી ઉપર રહેલ છે.

(સમર્થનઃ કાંડ ૨ અ ૩ બ્રા. ૪ કંડિકા ૩૬) આહ્વનીય પાસે તે જાય છે, ત્યારે તે આકાશ તરફ જાય છે અને ગાર્હપત્ય પાસે જાય છે ત્યારે તે પૃથિવી ઉપર આવે છે.

(કાંડ ૯ અ ૩ બ્રા. ૪ કંડિકા ૧૨.)

કાંડ ૧ અ ૭ બ્રા. ૩ કંડિકા ૨૬,૨૭ ગાર્હપત્ય ઉપર વગરપકવેલું અન્ન પકવવામાં આવે છે (માટે તેને હવ્યાદ કહે છે) અને આહ્વનીય ઉપર પકવેલું અન્ન પકવવામાં આવે છે અગર મુડદું રાંધવામાં આવે છે (માટે તેને ક્રવ્યાદ કહે છે.)

સુદિ અને વદિના દિવસો દરમ્યાન ઉત્પન્ન થતો વિદ્યુત પૃથ્વી ઉપર વાતાવરણમાં એકઠો થાય છે અને તે પરિભ્રમણમાં પડે છે જેને વગર પકવેલું અન્ન કહેલ છે અને પરિભ્રમણ દરમ્યાન તે પાકે છે એવી માન્યતા રાખેલ છે, જ્યારે પરિભ્રમણને અંતે વિદ્યુતના જથ્થાનું પૃથક્કરણ થાય છે તેને પશુ વધ તરીકે કહેલ છે અને વિદ્યુતનો જે ભાગ આકાશમાં, પરિભ્રમ-

વ્યુની બહાર ઊંચે ચડી જાય છે અને ત્યાં અમુક સમય રહે છે તેને મુર્દુ કલ્પેલ છે જે ઊંચે આકાશમાં રહેલ અગ્નિ ઉપર પાકે છે એવી ભાવના કરેલ છે.

નોધ–Negative Electricity એ સ્થાનમાં રહેલ છે; જેમકે ૧ પૃથિવી ઉપર જેને ગાર્હપત્ય–અગ્નિ કહેલ છે. ૨ ઇશાન ખૂણુ-માં, વાતાવરણ બહાર જેને આહ્વનીયના નામથી સંબોધેલ છે, જેમાં પરિભ્રમણના અંતમાં શેષ રહેલ સોમ ઊડીને પડે છે, જેને ગર્ભાધાનની ક્રિયા તરીકે સંબોધેલ છે. શેષ રહેલ સોમ એ પકાવેલું અન્ન છે.

---

## પ્રકરણ ૧૧

## વિદ્યુતનું પરિભ્રમણ

એકસો વર્ષના અંતમાં, કાળે કરીને ઘસાઇ ગયેલ સોમનુ પ્રમાણુ ઘણુ ઓછું હોય છે અને તે ઇશાન ખૂણા તરફ રહેલ છે, જે વખતે જોરદાર ગર્જના થતા, નાના પ્રમાણુમા રહેલ તે સોમ ઊચે ઉડે છે અને ઇશાન ખૂણામા અમુક ઉંચાઇએ ગયા પછી, ત્યા રહેલ વિદ્યુતના મોટા જથ્થા સાથે (આહ્વનીય અગ્નિ) તે એકમેક થાય છે, જેને ગર્ભાધાન વિધિ કહેવામા આવે છે. એ પ્રમાણે બધાયેલ વિદ્યુતનો ગર્ભ, ઇશાન ખૂણામાં, ઘણે ઊંચે સ્થિર સ્થિતિમા, એક વર્ષના સમય સુધી રહે છે. ઉપર કહેલ, સોમનો નાનો જથ્થો જે ઊચે ઉડે છે તેને બીજ કહે છે; તેમજ તેને પશુનું મસ્તક પણ કહેલ છે અને બીજ ઉડી ઇશાનખૂણામાં પડવાને જેમ ગર્ભાધાનની ક્રિયા કહેલ છે તેમ તેને પશુ વધના નામથી પણ સંબોધેલ છે, જે વધ થતા, પશુનું મસ્તક આકા-શમા ઉચે ઉડે છે એવી કલ્પના કરેલ છે.

સમર્થન: કાંડ ૧૩ અ ૧ બ્રા. ૧ કંડિકા ૩ અશ્વને જ્યારે ક્રિયાહીન કરવામાં આવ્યો, ત્યારે તેનું રેત, તેનામાંથી ઉડી ઊંચે ગયું અને સુવર્ણ બન્યું.

નવા બંધાયેલ ગર્ભના જશ્થાને, ચરૂ અથવા દ્રોણ કલશ પણ કહેવામાં આવે છે અને ગર્ભાશયમાં જ્યારે ગર્ભ હોય છે ત્યારે તેની સાથે પાણી પણ હોય છે જેથી તેને કલશની ઉપમા આપેલ હોય તેવું સમજાય છે; અને તેની અંદર ઉકળતા રસને ઘર્મ કહેવામાં આવે છે.

સમર્થન કાંડ ૪ અ ૪ બ્રા. ૩ કંડીકા ૪ વૃત્રનું મસ્તક, જે ધડથી જુદું પડયું, તેનો દ્રોણ કલશ થયો.

કાંડ ૧૪ અ ૧ બ્રા ૧ કંડિકા ૧૦ વિષ્ણુનું મસ્તક ધડથી જુદુ પડયું જેનો આદિત્ય બન્યો અને મસ્તકની અંદર રહેલ શ્રી નામનો રસ ઘર્મ બન્યો.

ઇશાન ખૂણામાં આકાશમાં ઊંચે રહેલ વિદ્યુતના ગર્ભને ચોખાના પિંડની ઉપમા પણ આપવામાં આવેલ છે.

કાંડ ૧૩ અ ૧ બ્રા. ૧ કંડિકા ૧ અધ્વર્યુ, ઋત્વિજો માટે, ચોખાનો પિંડ રાધે છે જેના વડે રેત તૈયાર થાય છે.

સમર્થન. કાંડ ૧ અ ૭ બ્રા. ૨ કંડિકા ૮, કુરૂ પાંચાલોમાં, ચોખાનો પિંડ ચાર વ્યકિતઓ માટે વ્હેંચવાની પ્રથા છે. ચાર વ્યકિત એટલે ૪ છંદ જેવા કે ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી અને અનુષ્ટુભ.

ગર્ભના વર્ષ દરમ્યાન વાતાવરણમાં વિદ્યુતની તાકાત ઘટી ગયેલ હોઈ, ગર્ભ ઉપર તેનું ખેંચાણ થઈ શકતું નથી અને તેથી કરીને એક વર્ષના સમય સુધી વિદ્યુતનો ગર્ભ ઈશાન ખૂણામાં Statusquo આકાશમા ઊંચે એકજ સ્થળે હાલ્યા ચાલ્યા વગર રહે છે.

ગર્ભના વર્ષ દરમ્યાન, દરેક માસને અંતે નવો ઉત્પન્ન થતો વિદ્યુત (આજ્ય) ઉત્તરોત્તર એકઠો થતો જાય છે અને કાળે કરીને તેમા વર્તુલો (Vibrations) ઉદ્દભવે છે.

સમર્થનઃ કાંડ ૧ અ ૧ બ્રા. ૩ કંડિકા ૫ આખ્યાયિકા–ઇન્દ્ર વડે વૃત્રનો વધ થતાં, દુર્ગંધ મારતો વૃત્ર સર્વ દિશાઓમાં ફેલાયો અને પાણીં તરફ ગયો. પાણીને તે દુર્ગંધ તરફ તિરસ્કાર ઉપજતાં, પાણીનાં પૂર ઉભરાયાં અને છલકાયાં જેમાંથી ઘાસ ઉગ્યું અને એ ઘાસનાં પવિત્રાં બન્યાં, આ પવિત્રાં તે પ્રાણુ ઉદાન છે (કંડિકા ૧) (પ્રાણુ ઉદાન એટલે હલન ચલનની ક્રિયા).

પ્રાણુ ઉદાનની ક્રિયા ઉત્તરોત્તર વધારે ઝડપ પકડતી જાય છે અને એ પ્રમાણે ૧૨ માસને અંતે તેમાં અવાજ કર્ણુગોચર થાય છે, જે વડે ઇશાન ખુણામાં આકાશમાં ઊંચે સ્થિર સ્થિતિમાં રહેલ વિદ્યુતનો જથ્થો (ગર્ભ) વાતાવરણમાં નીચે ખેંચાઇ આવી પરિભ્રમણમાં પડે છે.

વર્તુલોની ગતિ અને અવાજનું પ્રમાણ ૩ : ૧ નું રહેલું છે. સમર્થન કાંડ ૪ અ. ૧ બ્રા. ૩ કંડિકા ૧૬ આખ્યાયિકા–વૃત્ર ઉપર જ્યારે વજ્રનો પ્રહાર થયો ત્યારે તે પડયો. વૃત્ર મરણ પામેલ છે કે જીવે છે તેની દેવોને ખાત્રી નહિ થતાં તેઓએ વાયુને કહ્યું: 'તારી ગતિ શીઘ્ર છે માટે તું પડેલ વૃત્ર પાસે જા અને ખાત્રી કર. જો વૃત્ર જીવતો હશે તો તું ઝડપથી પાછો ફરી શકીશ. 'વાયુએ પડેલ વૃત્ર પાસે જવા ખુશી બતાવી; પરંતુ તેનું મહેનતાણું માગ્યું. દેવોએ પ્રથમ વષટ્કાર વખતે થતા સોમપાનનો અરધો ભાગ વાયુને આપવા કબૂલ્યું, જે ઉપરથી વાયુ, પડેલ વૃત્ર પાસે ગયો અને વૃત્ર મરેલ છે એવું માલૂમ પડતાં, દેવોને વૃત્ર પાસે આવવા વાયુએ કહ્યું. દેવો મૃત વૃત્ર પાસે ગયા. વૃત્ર દુર્ગંધ મારતો હતો, જે દુર્ગંધ દૂર કરવા દેવોએ વાયુને કહ્યું. 'વાયુએ તેમ કરવા માટે પોતાનો ભાગ માગ્યો. દેવોએ

સોમપાનમાં અર્ધભાગ આપવા કબુલ કર્યું, જે ઉપરથી વાયુએ તે દુર્ગંધ દુર કરી. સોમનો ભાગ પાડવા જ્યારે દેવો બેઠા ત્યારે ઇન્દ્રે વાયુને સોમમાં અર્ધભાગ આપ્યો. વાયુએ પોતાની શરત પ્રમાણે પોણો ભાગ માગ્યો જે ઉપરથી તકરાર થતાં, વાયુ અને ઇન્દ્ર, પ્રજાપતિ પાસે ન્યાય મેળવવા ગયા. પ્રજાપતિએ પ્રથમ શરત પ્રમાણે વાયુને પ્રથમ અર્ધ સોમનો ભાગ આપ્યો અને ત્યાર પછી બીજી શરત પ્રમાણે, બાકી રહેલ સોમમાંથી અર્ધભાગ આપ્યો. એ પ્રમાણે વાયુને પોણોભાગ મળ્યો, જ્યારે દેવોને ભાગે પા ભાગનો સોમ મળ્યો. વર્તુલોની ગતિ શરૂઆતમાં હોય છે તેનાથી ત્રણ ગણી થાય છે ત્યારબાદ અવાજ કર્ણગોચર થાય છે.

કાંડ ૪ અ ૧ બ્રા. ૩ કંડિકા ૧૭ અવાજના ૪ ભાગ પડે છે. જેનું જ્ઞાન વિદ્વાનોને છે, એ ચાર ભાગમાંના ત્રણભાગમાં હલનચલનની ક્રિયા ઓછી હોવાથી, તેમાં રહેલ અવાજ કર્ણગોચર નથી, જ્યારે મનુષ્યો જે અવાજનો ઉચ્ચાર કરે છે તે માત્ર ચોથા ભાગનો છે.

અવાજ વડે, ઇશાન ખૂણામાં આકાશમાં ઊંચે રહેલ વિદ્યુત નીચે ખેંચાઇ આવી પરિભ્રમણમાં પડે છે તેને ધડ સાથે મસ્તક ચોડવાની ક્રિયા તરીકે વર્ણવેલ છે.

સમર્થન કાંડ ૧૪ અ ૧ બ્રા. ૧ આખ્યાયિકા

અગ્નિ, ઇન્દ્ર, સોમ, મખ્ખાવિષ્ણુ અને વિશ્વદેવા, કુરૂક્ષેત્રમાં યજ્ઞ કરતા હતા જેમાં અશ્વિનોને દાખલ થવા દેવામાં આવ્યા ન હતા. (નોંધઃ અશ્વિનો એટલે પ્રાણ ઉદાન. સમર્થન, અશ્વિનો દેવોના અધ્વર્યું છે. કાંડ ૮ અ ૨. બ્રા. ૧ કંડિકા ૩. ગર્ભસ્થાન(કુરુક્ષેત્ર) માં હલનચલનની ક્રિયા હોતી નથી.)

ઉપરોક્ત દેવોએ અંદરો અંદર કહ્યું: 'આપણામાંનો જે કોઈ, તપશ્ચર્યા, ખંત, શ્રદ્ધા, યજ્ઞ, અને આહુતિઓ વડે, યજ્ઞ, પ્રથમ પૂર્ણ કરે તે આપણમાંનો શ્રેષ્ઠ બને અને સર્વ માન્ય થાય!

સર્વ દેવોએ તે વાત કબૂલ રાખી દેવો માહેના વિષ્ણુએ યજ્ઞ પ્રથમ પૂર્ણ કર્યો અને તેથી તે દેવોમા સર્વશ્રેષ્ઠ થયો. વિષ્ણુ એ યજ્ઞ છે અને યજ્ઞ એ આદિત્ય છે

કમાનમા ત્રણ શર ચડાવીને વિષ્ણુ આગળ આવ્યો અને કમાનને જમીન પર ટેરવી, ઉપર મસ્તક ટેરવી, વિષ્ણુ ઊભો રહ્યો દેવો કે જેનામા વિષ્ણુ ઉપર હુમલો કરવાની હિંમત ન હતી તેઓ તેની આસપાસ બેઠા

વમ્ર (કીડીયો)એ કહ્યુ 'કમાનની પણછ જો કોઇ કાતરી નાખે તો તમો તેને શુ આપશો?' દેવોએ કહ્યું 'તેમ કરી આપનારને અમે હમેશ અનાજ અને પાણી પૂરા પાડીશુ' કીડીઓએ તે માન્ય રાખ્યુ, અને વિષ્ણુ નજીક જઇ કમાનની પણછ કાતરી નાખી પણછ તૂટતા, તેમા રહેલ શર છૂટ્યુ, જેણે વિષ્ણુનું મસ્તક છેદ્યુ

વિષ્ણુનું મસ્તક ધડથી જુદુ પડતા અવાજ સહિત ઊડયુ અને તેનો આદિત્ય બન્યો અને ધડ જમીન ઉપર પટકાઈ પડયુ, જેનો ગર્દનનો ભાગ પૂર્વ દિશા તરફ રહ્યો

મસ્તક 'ધાંઙમ' કરતું ઉડયુ માટે તે ધર્મ બન્યુ અને ધડ, લાણુ થઈને પડયુ માટે તે 'પ્રવર્ગ' બન્યુ (આ ક્રિયા પરિભ્રમણના અંતમા બને છે)

દેવોએ કહ્યુ 'મહાવીર પડયો' માટે મસ્તક મહાવીર કનશ અગર દ્રોણ કનશ કહેવાયુ અને તેનો અંદરનો રસ જે તેઓએ હાથવતી લુછી લીધો તે 'સમ્રાટ' કહેવાયો

પછી વિષ્ણુ તરફ દેવો ધસ્યા ઇન્દ્ર પ્રથમ પહોંચ્યો, જેણે વિષ્ણુના શરીરના ભાગ એકઠા કર્યા જેને લઈને વિષ્ણુનો યશ ઇન્દ્રે પ્રાપ્ત કર્યો જે ઉપરથી ઇન્દ્ર મખવન કહેવાયો

દેવોએ આ વિષ્ણુ એટલે સોમ-યાગ અંદરોઅંદર વ્હેંચી લીધો સોમયાગનુ પ્રાતસવન વસુઓએ રાખ્યુ જે ગાયત્રી

અને અગ્નિને મળ્યું. સોમયાગનું માધ્યન્દિન સવન રૂદ્રોએ રાખ્યું, જે ઇન્દ્ર અને ત્રિષ્ટુભને મળ્યું. સોમયાગનું તૃતીય સવન આદિત્યોએ રાખ્યું જે વિશ્વદેવો અને જગતીને મળ્યું.

યજ્ઞના ધડથી જુદા પડેલ મસ્તકને ધડ સાથે ચોટાડવાની ક્રિયાનું જ્ઞાન દધ્યંકઅંથર્વણઃ (દધીચિ)ને હતું, જેને ઇન્દ્રે કહ્યું: 'ખબરદાર, ધડ સાથે મસ્તક ચોટાડવાની ક્રિયા, તું કોઇને બતાવીશ નહીં, નહિતર તારૂં મસ્તક ધડથી હું જુદું કરીશ.' આ વાત અશ્વિનોએ સાભળી. અશ્વિનો દધ્યંક પાસે ગયા અને ધડ સાથે મસ્તક ચોટાડવાની ક્રિયા તેમને બતાવવા કહ્યું પરંતુ દધ્યંકે તે બતાવવાની ના પાડી અને કહ્યું કે તેમ કરવા જતા, ઇન્દ્ર તેનું મસ્તક (દધ્યંકનું) ધડથી જુદું કરે. અશ્વિનોએ કહ્યું. 'ચિંતા ન કર; ઇન્દ્ર તારૂં મસ્તક જુદું કરશે તો તે અમો ચોડી આપશું.' આ ઉપરથી દધ્યંકે અશ્વિનોને તે ક્રિયા બતાવવા હા પાડી; જે ઉપરથી અશ્વિનોએ, દધ્યંકનું મસ્તક ધડથી જુદું કરી એક સ્થાનમાં મૂક્યું અને ધડ ઉપર અશ્વનું મસ્તક મૂક્યું, જે વડે દધ્યંકે અશ્વિનોને ધડ સાથે મસ્તક ચોંટાડવાની ક્રિયા બતાવી. ઇન્દ્રને તે વાતની જાણ થતાં તેણે દધ્યંકના ધડ ઉપરથી અશ્વનું મસ્તક ઉડાવી દીધું, પરંતુ અશ્વિનોએ દધ્યંકનું મૂળ મસ્તક તેના ધડ સાથે ચોડી દીધુ.

અનુવાદ—આ આખ્યાયિકામાં, બે પ્રસંગે ઉદ્ભવતી નોખ નોખી ક્રિયાનું વર્ણન છે.

૧ વિષ્ણુનું મસ્તક ધડથી જુદું પડયું અને દ્રોણકલશ બન્યું જે ક્રિયા વિદ્યુતના પરિભ્રમણનાં અંતમાં હોય છે જ્યારે, પરિભ્રમણમા ફરતા વિદ્યુતના જથ્થામાંથી સોમ જુદો પડી, અવાજ સહિત આકાશમાં ઊંચે ચડી જાય છે.

૨ વિષ્ણુ (યજ્ઞ)નું મસ્તક ધડ સાથે ચોટાડવામાં આવે છે. જે ક્રિયા વિદ્યુતના પરિભ્રમણની શરૂઆતમાં થાય છે. બાર માસ

દરમ્યાન ઉત્પન્ન થયેલ તથા એકઠા થયેલ વિદ્યુત વડે ગર્જના થાય છે, જેના વડે આકાશમાં ઊંચે ચઢી ગયેલ સોમ, ખેંચાઇને નીચે વાતાવરણમાં આવે છે અને નીચે વાતાવરણમાં રહેલ વિદ્યુતના જથ્થા સાથે એકમેક થઇ જાય છે.

દધ્યંકઅથર્વણ: એ ગર્જના છે. કાંડ ૬ અ. ૧ બ્રા. ૨

કંડિકા ૩ ઉપરોક્ત આખ્યાયિકામાં રહેલ સાર, કદ્રુસુપર્ણીની આખ્યાયિકામાં રહેલ છે જેમાં 'ગાયત્રી શ્યેન પક્ષીનું રૂપ લઇ ઉંચે ઉડી અને સોમ લાવી.'

આ પ્રમાણે વિદ્યુતનો જથ્થો વાતાવરણમાં આવતાં, પ્રાણ ઉદાનની ક્રિયા વડે તે પરિભ્રમણમાં પડે છે.

પરિભ્રમણની ગતિ ત્રણ પ્રકારની છે જેવી કે—

૧ વિદ્યુતનું એક દિશામાંથી બીજી દિશામાં જવું

૨ વિદ્યુતનું ઊંચે ચઢવું

૩ વિદ્યુતનુ નીચે ઉતરવું.

માટે વેદી ત્રણ આકૃતિની બનેલી છે.

૧ ગાડીની આકૃતિની એક દિશામાંથી બીજી દિશામાં જવાનું સૂચવે છે.

૧ પક્ષી આકૃતિના, જે વિદ્યુતનો ચડઊતરનો ગતિ સૂચવે છે.

૩ પુરૂષ આકૃતિની પુરુષો વૈ યજ્ઞ: જે સૂચવે છે કે એક પુરૂષની માફક વિદ્યુત પૃથ્વીની સપાટીથી, આકાશમાં ઘણે ઊંચે સુધી રહેલો છે.

વિદ્યુતના મુખ્ય પરિભ્રમણનો સમય એક સો વર્ષ શતપથ સુધીનો છે જેના ત્રણ ભાગ પડે છે, દરેક ભાગ તેત્રિસ વર્ષના સમયનો હોય છે.

સમર્થન કાંડ ૧ અ ૮ બ્રા. ૩ કંડિકા ૨૭ જુહુ અને ઉતભૃત (વિજળી અને ગર્જના) એ બે ચમસ (Spoons) ની જોડી છે. જેને યજ્ઞની શરૂઆતમાં જોડવામાં આવે છે અને સ્વિષ્ટકૃત વખતે (પ્રથમ ૩૩ વર્ષના અંતમાં અગ્નિ સ્વિષ્ટકૃત અગર વાસ્તુદેવ રહેલ છે) તેઓ જુદા પડે છે. તુર્તમાં તેમને ફરીને જોડવામાં આવે છે અને અનુયાજ (જે બીજા ૩૩ વર્ષના અંતમાં રહેલ છે) વખતે તેમને જુદા પાડવામાં આવે છે. ફરીને તુર્તમાં તેમને જોડવામાં આવે છે અને યજ્ઞના અંતમાં, મુસાફરી પૂર્ણ થવા પછી ફરીને છોડવામાં આવે છે. યજ્ઞને અંતે પુત્રનો જન્મ થાય છે (બીજા સૈકાની શરૂઆત થાય છે)

૨ કાંડ ૬ અ ૧ બ્રા. ૧ કંડિકા ૯ ભૂઃભુવઃસ્વઃમાં રહેલ ' વાક્. વડે પ્રજાપતિએ જળ ઉત્પન્ન કર્યું.

કંડિકા ૧૦ શ્રોણી વિદ્યા વડે પ્રજાપતિ જળમાં દાખલ થયા અને તપશ્ચર્યા કરી, જેના વડે એક ઈંડું ઉત્પન્ન થયું (વિદ્યુતનું ગર્ભાધાન) જેમાથી પ્રથમ બ્રહ્મા (પ્રજાપતિ) ઉત્પન્ન થયા.

કંડિકા ૧૧ ઈંડાની અંદરનો ગર્ભ હતો તે અગ્નિ બન્યો. (અગ્નિ અંગિરઃ)

ઈંડામાં તડ પડી તેનો અશ્વ બન્યો.

ઈંડામાં તડ પડતી વખતે અવાજ થયો તે રાસભ બન્યો.

ઈંડાનાં બે કાચલાને જે રસ ચોંટી રહ્યો તે અજ (રેત) થયો.

(કાચલાંને ચોંટી રહેલ રસ એટલે પ્રથમ ૩૩ વર્ષના અંતમાં શેષ રહેતો વિદ્યુત્ જે બીજા ૩૩ વર્ષ દરમ્યાન ફરીને ઉપયોગમાં આવે છે.)

કંડિકા ૧૨, જળમાંથી પૃથિવી ઉત્પન્ન કરવાનું પ્રજાપતિને મન થયું. પૃથિવીને દાબી સંકોચીને જળમાં ફેંકી અને તેમાંથી જે રસ બહાર આવ્યો તે કાચબો કશ્યપ થયો (અહિં બીજાં ૩૩ વર્ષ શરૂ થાય છે).

જે રસ ઊંચે ઉડયો (બીજા ૩૩ વર્ષના અંતમાં) તેમાંથી, પાણી ઉપર જે સઘળું હોય છે તે ઉદ્દભવ્યું. પૃથ્વી જળમાં ઓગળી ગઇ અને જળરૂપ બની.

કંડિકા ૧૩. તપશ્ચર્યા વડે તેણે જળમાં, ફીણ ઉત્પન્ન કર્યું (ત્રીજા ૩૩ વર્ષની શરૂઆત) જેમાંથી, માટી, ક્ષાર, રેતી, પાંચિકા, ખડક, ધાતુ, ઉપધાતુ વનસ્પતિ વગેરે ઉત્પન્ન થયાં.

કંડિકા ૧૪. આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ ચાલે છે, માટે જ કહેલું છે કે 'અગ્નિ, ત્રિવૃત એટલે ત્રણ ભાગમાં રહેલો છે. (એકસો વર્ષના ત્રણ ભાગ પડે છે.)

કંડિકા ૧૫. પૃથ્વીએ વિચાર કર્યો કે હું સંપૂર્ણ બની છું. તેણીએ ગાન કર્યું અને અગ્નિ ગાયત્રી બન્યો. (અહિં એકસો વર્ષનો સમય પૂર્ણ થાય છે અને તેના અંતમાં રહેલ વિદ્યુત (અગ્નિ)ની તાકાત, પરિભ્રમણની શરૂઆતમા રહેલ અગ્નિ (ગાયત્રી)ની તાકાત જેટલી હોય છે.

**નોંધ** પરિભ્રમણમાં ફરતા વિદ્યુતને પ્રથમ ૩૩ વર્ષ દરમ્યાન અશ્વ કહ્યો.
બીજા ૩૩ વર્ષ દરમ્યાન કાચબો કહ્યો.
ત્રીજા ૩૩ વર્ષ દરમ્યાન ફીણ કહ્યો.

કશ્યપ દાનવોના પિતા છે. દાનવ એટલે સોમ. બીજા ૩૩ વર્ષ દરમ્યાન સોમનું પ્રમાણ, વિદ્યુતમાં વધારેમાં વધારે રહેલું છે.

પ્રથમના ૩૩ વર્ષના સમયને પ્રાતઃકાળ કહેલ છે.
બીજા ૩૩ વર્ષના સમયને માધ્યન્દિન કહેલ છે.
ત્રીજા ૩૩ વર્ષના સમયને સાયંકાલ કહેલ છે.

ઉપરોક્ત ત્રણ કાલ દરમ્યાન રહેલ વિદ્યુતની તાકાતના અભ્યાસી, યજુર્વેદીય બ્રાહ્મણોના ત્રણ વિભાગ પડે છે જેને ત્રણ શાખા કહે છે.

જેમકે : ૧ પ્રાતઃકાળના વિદ્યુતના અભ્યાસી બ્રાહ્મણોની શાખા મૈત્રાયણી છે.

२ માધ્યન્દિનના વિદ્યુતના અભ્યાસી બ્રાહ્મણોની શાખા માધ્યન્દિન છે.

૩ સાયંકાલના વિદ્યુતના અભ્યાસી બ્રાહ્મણોની શાખા કણ્વ છે.

મૈત્રાયણી શાખાના બ્રાહ્મણોનો આરાધ્યદેવ મિત્રાવરુણ છે. માર્ધ્યાન્દન શાખાના બ્રાહ્મણોનો આરાધ્ય દેવ ઇન્દ્ર છે.

કણ્વ શાખાના બ્રાહ્મણોનો આરાધ્ય દેવ વિશ્વદેવા છે.

જેવી રીતે, એકસો વર્ષના સમયના ત્રણ ભાગ પડે છે, તેવી રીતે દર ૩૩ વર્ષના સમયના ત્રણ ભાગ, દરેક ભાગ વર્ષ ૧૧ના સમયનો પડે છે.

એકસો વર્ષનું એક મોટું પરિભ્રમણ જે દરમ્યાન વિદ્યુત આકાશમાંથી જેમ પૃથ્વી સુધી આવે છે અને પૃથ્વી ઉપરથી ફરીને આકાશમાં ચડે છે (પુરુષવત્) તેમ ૧૧ વર્ષનું એક નાનું પરિભ્રમણ, ચાર દિશાઓમાં ફરીને ફરી વળે છે.

૧ સમર્થન-ગવામ્ અયન એક હજાર ગાયો છે. પ્રથમ દિવસે ૩૩૩ ગાયો દાનમાં આપવામાં આવે છે. બીજે દિવસે ૩૩૩ ગાયો દાનમાં આપવામાં આવે છે. ત્રીજે દિવસે ૩૩૩ ગાયો દાનમાં આપવામાં આવે છે. બાકી રહી એક ગાય જેને સહસ્રી કહે છે.

અનુવાદ-એક હજાર ગાય એટલે એક હજાર દિવસ, જે દરમ્યાન વિદ્યુત એક દિશામાં રહી ચડઉતર કરે છે.

૨ સહસ્ર દક્ષિણા. એક હજારથી વધારે દક્ષિણા ન આપો.

૩ सहस्रकृत्वः એક હજાર હાથવાળો.

૪ કાંડ ૧૦ અ. ૨ બ્રા. ૧ કંડિકા ૬૧ હસ્તખત વેદિની એક એક બાજુ ૧૦૦૦ ઇંટ મૂકવામાં આવે છે. એક હજાર એ સર્વ છે.

ઉપર પ્રમાણે એક હજારની સંખ્યા એટલે ૧૦૦૦ દિવસ સુધી વિદ્યુત એક દિશામાં રહે છે, જે હિસાબે ચાર દિશાઓના ૪૦૦૦ દિવસ એટલે ૧૧ વર્ષ અને ત્રણ દિવસના સમયમાં વિદ્યુત ચાર દિશાઓમાં ફરી એક પરિભ્રમણ પુરૂં કરે છે.

નોંધ—નાક્ષત્ર માસના દિવસ ૨૭ ૩/૪ ને હિસાબે એક વર્ષના દિવસ ૩૩૩ થાય છે અને ૪૦૦૦ દિવસનાં ૧૨ વર્ષ થાય.

એક દિશામાં એક હજાર દિવસ સુધી વિદ્યુત રહે છે, જે દરમ્યાન તેની ચડ ઉતરની ગતિ દશ વખત થાય છે.

એ પ્રમાણે ચાર દિશાઓમાં ચડઉતર કરતાં વિદ્યુતનો ક્રમ નીચે મુજબ છે:

કાંડ ૮ અ ૫ બ્રા. ૨ કંડિકા ૭. પ્રથમ આગળના ભાગમાં (પૂર્વ દિશામાં) રહેલ ઇંટનો ક્રમ નીચે મુજબ છે. વેદીની ૪ બાજુમાં ક્રમે કરીને ઇંટો મૂકવામાં આવે છે.)

પ્રાણ, વ્યાન, ઉદાન
ઉદાન, વ્યાન, પ્રાણ
પ્રાણ, વ્યાન, ઉદાન અને યજમાન.

પ્રથમ ૩૩૩ દિવસ દરમ્યાન, વિદ્યુતનુ સ્થાન, વાયુઓના સ્થાન વડે બતાવેલ છે.

પ્રાણ વાયુનું સ્થાન સ્વઃલોક છે.
વ્યાન વાયુનું સ્થાન ભુવઃલોક છે.
ઉદાન વાયુનું સ્થાન ભૂ લોક છે અને એ પ્રમાણે રહેલ વિદ્યુત
પ્રથમ વર્ષે સ્વ ભુવઃ ભૂઃ
બીજે વર્ષે ભૂઃ ભુવઃ સ્વઃ

ત્રીજે વર્ષે સ્વઃ ભુવઃ ભૂઃ માં ક્રમે કરીને રહેલ છે અને યજમાન એટલે પરિભ્રમણમાં ફરતો વિદ્યુત જેને દસમી ઇંટ કહેલ છે તે ઉપર પ્રમાણે શેષ રહેલ છે.

કંડિકા ૮ જમણી બાજુમાં રહેલી ઈંટો (દક્ષીણ)નો ક્રમઃ

અગ્નિ, વાયુ, આદિત્ય
આદિત્ય વાયુ, અગ્નિ.
અગ્નિ, વાયુ, આદિત્ય અને યજમાન.

અગ્નિનું સ્થાન ભૂર્લોક છે
વાયુનું સ્થાન ભુવઃલોક છે
આદિત્યનું સ્થાન સ્વઃલોક છે. એ પ્રમાણે દક્ષિણ દિશામાં રહેલ વિદ્યુતનો ક્રમ.

પ્રથમ વર્ષે ભૂઃ ભુવઃ સ્વઃ છે
બીજે વર્ષે સ્વઃ ભુવઃ ભૂઃ છે
ત્રીજે વર્ષે ભૂઃ ભુવઃ સ્વઃ છે. અને યજમાન.

કંડિકા ૯ વેદિના પછવાડેના ભાગમાં (પશ્ચિમ દિશા) રહેલ ઈંટોનો ક્રમ

પ્રથમ વર્ષ ભૂઃ ભુવઃ સ્વઃ છે
બીજું વર્ષ સ્વઃ ભુવઃ ભૂઃ છે
ત્રીજું વર્ષ ભૂઃ ભુવઃ સ્વઃ છે. અને યજમાન.

કંડિકા ૧૦ વેદિની ડાબી બાજુમાં (ઉત્તર દિશા) રહેલ ઈંટોનો ક્રમઃ

ગ્રીષ્મ, વર્ષા, હેમન્ત
હેમન્ત, વર્ષા, ગ્રીષ્મ
ગ્રીષ્મ, વર્ષા, હેમન્ત અને યજમાન.

ગ્રીષ્મ એટલે ત્રિષ્ટુભછંદ સમર્થન કાંડ ૮ અ ૧ બ્રા. ૧ કંડિકા ૯
વર્ષા એટલે જગતીછંદ , , , બ્રા. ૨ કંડિકા ૨
હેમન્ત એટલે ગાયત્રીછંદ , , , બ્રા. ૧ કંડિકા ૫.

ત્રણ ઋતુઓના નામથી ત્રણ છંદ બતાવ્યા છે અને તે ત્રણ છંદ જુદાં જુદાં સ્થાનમાં રહેલ હોય, વિદ્યુત કયે વખતે કયા સ્થાનમાં રહેલ છે તે બતાવ્યું છે, જેમકે

ત્રિષ્ટુભ છંદ ભુવ: લોકમાં રહેલ છે
જગતી છંદ ભૂ: લોકમાં રહેલ છે
ગાયત્રી છંદ સ્વ: લોકમાં રહેલ છે

એ પ્રમાણે પ્રથમ વર્ષે ભુવ: ભૂ: સ્વ: માં વિદ્યુત્ રહેલ છે
બીજે વર્ષે સ્વ: ભૂ: ભુવ: માં વિદ્યુત્ રહેલ છે
ત્રીજે વર્ષે ભુવ: ભૂ: સ્વ: માં વિદ્યુત્ રહેલ છે.

ઉપરથી જણાય છે કે નાક્ષત્ર વર્ષ ૧૨ના અંતમાં (કેલેન્ડર વર્ષ ૧૧ ના અંતમાં) વિદ્યુત્ સ્વ:લોકમાં રહેલ છે, જ્યાં તેનું ૧૧ વર્ષનું એક પરિભ્રમણ પુરૂં થાય છે. આવાં ૯ પરિભ્રમણ (૧૧×૯=૯૯ વર્ષ) દરમ્યાન વિદ્યુતની ગતિ ચડ ઉતરની થાય છે.

નોંધ: પૃથ્વીની સપાટીથી ઉંચે આકાશ સુધીમાં ભૂ: ભુવ: સ્વ: એવા માત્ર ત્રણજ ભાગ પડતા નથી. ભૂ: ભુવ: સ્વ: ચડ-ઉતરનાં ત્રણ સ્થાન બતાવે છે. પુરૂષ યજ્ઞની શિખા ઉપર તુરીયાલોક છે જે, વાતાવરણ બહાર ઘણે ઉંચેના સ્થાનમાં રહેલ છે અને તેના પાદ, પૃથિવી ઉપર રહેલ છે. શિખાથી પાદ સુધી પહોંચતાં વિદ્યુતને ૪૯ા વર્ષનો સમય લાગે છે અને તેટલોજ સમય પાદના સ્થાનથી શિખાના સ્થાન ઉપર પહોંચતાં લાગે છે.૪૯ા વર્ષ દરમ્યાન તે લગભગ ૧૪૮ પદમાં ફરે છે, જેટલા પદ તેને, છેક ઉંચેથી પૃથ્વી સુધી પહોંચતા લેવા પડે છે જે ઉપરથી સમજાશે કે અહીં વર્ણવેલ ભૂ: ભુવ, સ્વ: એ ત્રણ લોકની સંજ્ઞા નથી, પરન્તુ ચડઉતરનાં ત્રણ પદની સંજ્ઞા છે. સ્વ: ઉપરનું સ્થાન એટલે તુરીયમમાં વિદ્યુત એક વર્ષના સમય સુધી રહે છે.

ચડઉતરના પદની મહત્તા—પદ જેટલું નીચું તેટલું વિદ્યુતનું જોર વધારે અને તેના પ્રમાણમાં ગર્જનાનું જોર વધારે; પદનું સ્થાન જેટલું ઉંચું, તેટલું વિદ્યુતનું જોર ઓછું અને તેના પ્રમાણમાં ગર્જનાનું જોર ઓછું.

જેવી રીતે પક્ષીની માફક વિદ્યુત ચડ ઉતર કરે છે તેવી રીતે તે અશ્વની માફક એક દિશામાંથી બીજી દિશામાં જાય છે જેનો ક્રમ નીચે મુજબ છે. કાંડ ૧૧ અ ૧ થા. ૬ કંડિકા૨૧. યજ્ઞ પૂર્ણ થયા પછી તેઓએ પૂર્વ દિશા જોઇ.

પરિભ્રમણના અંત પછી અને નવા શરૂ થતા પરિભ્રમણની શરૂઆતમાં વિદ્યુતનું આગમન પૂર્વ દિશામાં થાય છે.

કંડિકા ૨૨ ત્યાર પછી તેઓએ દક્ષિણ દિશા જોઇ. એટલે કે પૂર્વમાંથી વિદ્યુતનું આગમન દક્ષિણ દિશામાં થાય છે.

કંડિકા ૨૩ ત્યારબાદ તેઓએ પશ્ચિમ દિશા જોઇ. એટલે કે દક્ષિણ દિશામાંથી વિદ્યુતનું આગમન પશ્ચિમ દિશામાં થાય છે.

કંડિકા ૨૪ ત્યાર પછી તેઓએ ઉત્તર દિશા જોઇ, એટલે કે પશ્ચિમ દિશામાંથી વિદ્યુત ઉત્તર દિશામા જાય છે, અહિં ૧૨ વર્ષ પૂરાં થાય છે.

કાંડ ૮, અ ૫, થા. ૨, કંડિકા ૧૬. દેવો ઉંચે ચડયા પછી ફરીને ભૂલોક ઉપર આવે છે. એટલે કે વિદ્યુતનું આરોહણ થયા પછી અવરોહણ થાય છે. પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશા તરફ ક્રમે કરીને જતાં, આરોહણ થાય છે; જ્યારે ઉતર, પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વ તરફ ક્રમે કરીને જતાં અવરોહણ થાય છે.

સમર્થન કાંડ ૫ અ ૨ થા. ૧ કંડિકા ૯, ૧૦ યજમાન સીડી વડે દક્ષિણ દિશામાથી ઉત્તર દિશા તરફ ઉંચે ચડે છે. સાથે તેની પત્ની છે કારણ કે તેને પુનર્જન્મ લેવો છે. આરોહણ

કાંડ ૫ અ ૪ થા. ૨ કંડિકા ૫ ઉત્તર દિશામાં ઉંચે ચડયા પછી ફરીને તે ઉત્તર, પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વ દિશા તરફ ક્રમે કરીને જાય છે. અવરોહણ.

કાંડ ૬ અ ૪ બ્રા. ૩ કંડિકા ૫ જ્યારે તે દેવો પાસે જાય છે ત્યારે ડાબી (ઉત્તર) બાજુથી, જમણી (દક્ષિણ) બાજુ તરફ જાય છે.

નોધ· અહિં પરિભ્રમણનાં બીજા ૧૧ વર્ષ પૂરાં થાય છે. (આરોહણનાં ૧૧ વર્ષ, તથા અવરોહણનાં ૧૧ વર્ષ ).

કાંડ ૬ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૮ ફરીને જમણી (દક્ષિણ) બાજુથી તે ડાબી (ઉત્તર) બાજુ તરફ જાય છે. બીજા આરોહણનાં ૧૧ વર્ષ અહિં પૂરા થયા છે અને એ પ્રમાણે પ્રથમ ૩૩ વર્ષનો સમય એટલે કે પ્રાત કાળ અહિં પૂરો થાય છે. તે જ પ્રમાણે માધ્યન્દિન તથા સાયંકાલના ૩૩, ૩૩ વર્ષનું સમજવુ.

કડિકા ૧૮ (ચાલુ) અહિં સ્થાન ઘણું ઉચુ રહેતું છે. જ્યા જળ છાંટેલ છે, જેના ઉપર અગ્નિને મૂકવામા આવે છે. ૩૩ વર્ષને અંતે વિદ્યુતનો જથ્થો ઇશાન ખૂણમા ઘણી ઉચાઈએ ચડી જાય છે.

૧૧ વર્ષનુ એક એવા ૯ પરિભ્રમણમા અગ્નિ પડે છે. સમર્થન–કાડ ૧૩ અ ૨ બ્રા. ૮ કંડિકા ૫–પત્નીઓ અશ્વની પરિક્રમણા નવ વખત કરે છે.

૧૧×૯=૯૯ વર્ષ વ્યતીત થયા પછી એકસોમું વર્ષ, એ ગર્ભનુ વર્ષ રહેલ છે, જે સમય દરમિયાન, સોમ વાતાવરણમાં હોતો નથી. વાતાવરણ બહાર એટલે કે તુરીય સ્થાનમા રહેલ છે.

વિદ્યુતના એકસો વર્ષના પરિભ્રમણની શરૂઆત ક્યાથી ગણવી ?

૧ કાડ ૧૧ અ ૧ બ્રા. ૧ કડિકા ૭ યજ્ઞની શરૂઆત વૈશાખ વદિ અમાવાસ્યાના દિવસથી થાય છે; કારણ કે તે દિવસે રોહિણી નક્ષત્ર સૂર્યની સાથે હોય છે. પૂર્વ તૈયારી માટે વૈશાખ સુદિ પૂર્ણિમાનો દિવસ લેવામા આવે છે.

૨ કાંડ ૬ અ ૨ બ્રા. ૨ કંડિકા ૧૮ ફાલ્ગુન સુદિ પૂર્ણિમાને દિવસે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર હોય છે. તે યજ્ઞની શરૂઆતનો પ્રથમ દિવસ છે; કારણ કે પૂર્વા ફાલ્ગની નક્ષત્રનો છેલ્લો દિવસ એ વર્ષનો છેલ્લો દિવસ ગણાય છે.

કંડિકા ૨૩ ફાલ્ગુન વદિ આઠમને દિવસે યજ્ઞનાં સાધન તૈયાર કરવામાં આવે છે.

કંડિકા ૨૬ ફાલ્ગુન વદિ અમાવાસ્યાને દિવસે યજમાન દીક્ષા ગ્રહણ કરે છે.

ઉપરોક્ત કંડિકાઓથી સૂચિત થાય છે કે વર્ષની શરૂઆત ચૈત્ર સુદિ એકમથી ગણવામાં આવે છે અને ચૈત્રી પંચાંગનો હિસાબ તે આધારે રહેલ હોય તેમ જણાય છે.

પરંતુ સૈકાની શરૂઆત ક્યાંથી ગણવી તે શંકાસ્પદ હોઈ, લેખક નીચેની હકીકત વાચક સમક્ષ મૂકવા રજા લે છેઃ—

૧ શતપથ બ્રાહ્મણ આજથી લગભગ ૬૫૬૨ વર્ષ પૂર્વે જનસમાજ સમક્ષ મૂકવામાં આવ્યું છે અને જેના પછી ૫૦૦ વર્ષ બાદ યુધિષ્ઠિર રાજ્ય અમલ થયો જેના પછી ૧૦૧૨ વર્ષે યુધિષ્ઠિર શક શરુ થયો.

યુધિષ્ઠિર શક ૩૦૪૪ વર્ષ ચાલી બંધ પડયો અને ત્યારથી વિક્રમ સંવત શરુ થયો, જેના હાલે ૨૦૦૫ વર્ષ વ્યતીત થઇ ગયાં છે. ઉપરોક્ત વર્ષ ૩૦૪૪+વર્ષ ૨૦૦૫ મળી કુલ સંખ્યા ૫૦૪૯ ની થાય છે, જેને જ્યોતિષ શાસ્ત્ર સંબંધીના પુસ્તકોમાં ગતકલિ તરીકે ગણેલ છે. આમ એક બાજુ એકંદરે વર્ષની સંખ્યા લેવામાં આવેલ છે; જ્યારે બીજી બાજુ તેટલા સમયની ગણત્રીના બે ભાગ (યુધિષ્ઠિર શક તથા વિક્રમ સંવત) પાડવામાં આવ્યા છે અને તે ભાગ પાડનાર શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતોના નિષ્ણાત બ્રાહ્મણો હતા, જેમણે અમુક સમયે કાળ ગણત્રીમાં થતો ફેરફાર અટકાવવાને કારણે કદાચ વિક્રમ સંવત ચલાવ્યો હોય.

વિક્રમ સંવતના સૈકાની શરૂઆત ને જો વિધુતના પરિભ્રમણના સૈકાની શરૂઆત સાથે લેવામાં આવે તો વિધુતના હાલે ચાલતા પરિભ્રમણના માત્ર ૫ વર્ષ વ્યતીત થયાં છે અને જો ગતકલિના વર્ષની ગણત્રીના સૈકા સાથે લેવામાં આવે તો, વિધુતના ચાલતા પરિભ્રમણના ૫૦ વર્ષ વ્યતીત થાય છે, પરંતુ સપ્તર્ષિથી ભોગવાતા નક્ષત્ર 'હસ્ત' ના ૬૨ વર્ષ વ્યતીત થયેલ છે એમ ગણી શકાય.

ઉપરોક્ત બાબત ધ્યાનમા લેતા, સપ્તર્ષિઓથી ભોગવાતા નક્ષત્રની શરૂઆત સાથે વિધુતના પરિભ્રમણના સૈકાની શરૂઆત ગણવી વધારે વાજબી જણાય છે, કારણ કે શતપથ બ્રાહ્મણમા નાક્ષત્ર માન તથા નાક્ષત્ર વર્ષ (૩૩૩ દિવસનું)નો હિસાબ લીધેલ હોઇ, સૈકાની શરૂઆત પણ સપ્તર્ષિથી ભોગવાતા નક્ષત્રની શરૂઆત સાથે લેવી એ વાજબી જણાય છે

---

## પ્રકરણ ૧૨

### વજ્ર, વિજળી Lightning

દરેક માસના સુદિના દિવસો તથા વદિના દિવસો અને રાત્રિ દરમ્યાન અગ્નિ અને સોમ ઉત્પન્ન થાય છે, જેનું અમાવાસ્યાને દિવસે એકમેકપણું થતા વિજળી અને ગર્જનાનું બીજ (આજ્ય) ઉદ્ભવે છે આજ્ય છે એ વજ્ર છે સમર્થન કાંડ ૬ અ ૩ બ્રા. ૩ કંડિકા ૧૮

વિજળીને आप, स्फट्, यूप, वज्र અને प्रयाज વગેરે નામથી સંબોધેલ છે

કાંડ ૧ અ ૨ બ્રા ૩ કંડિકા ૧, ૭, આખ્યાયિકા–શરૂઆતમા અગ્નિના ૪ રૂપ હતા, જેમાના ત્રણ રૂપ ચાલ્યા ગયા, એક રૂપ રહ્યુ તે પાણીમા દાખલ થયુ દેવોએ તેને શોધી કાઢ્યુ અને પાણી બહાર આણ્યુ અગ્નિ આ કૃત્યથી પાણી ઉપર નારાજ થયો અને તેના ઉપર થુંક્યો, જેને નઠને વિના, દ્વિતા

અને એકતઃ નામના ત્રણ જળ દેવતા ઉત્પન્ન થયા. અને જેમ રાજન્યની સાથે પુરોહિત રહે છે તેમ ઉપરોક્ત જળદેવતાઓ ઇન્દ્રની સાથે રહેવા લાગ્યા. ઇન્દ્રે જ્યારે વિશ્વરૂપનાં મસ્તક છેદ્યાં ત્યારે તે મસ્તક છેદનાર જળદેવતા, ત્રિતા હતો. અનુવાદ–પરિભ્રમણ દરમ્યાન વિજળીની તાકાત ચાર ગણી હોય છે, પરંતુ પરિભ્રમણના અંતમાં તે માત્ર એક ગણી રહે છે જેને આપઃ એટલે જલદેવતા કહેલ છે જેના પરિભ્રમણ દરમ્યાન ફરીને ત્રણ રૂપ બને છે, જેને ત્રિતા દ્વિતઃ અને એકતઃ તરીકે વર્ણવેલ છે.

સૈકાની શરૂઆતમાં નવા ઉત્પન્ન થતા વિદ્યુત્ વડે, વિજળી અને ગર્જનાનું નવું બીજ ઉત્પન્ન થાય છે; જેમાંના વિજળીના બીજમાંથી, વિજળાનું સ્થૂલ ત્રણ પ્રકારનું થાય છે. જેને ત્રિતા, દ્વિત, અને એકતાના નામથી સંબોધેલ છે, જે બ્રાહ્મણના સ્વભાવનો છે અને જે રાજન્ય (ગર્જના)ની સાથે રહેલ છે.

કાંડ ૧ અ ૨ બ્રા. ૪ કંડિકા ૧ ઇન્દ્રે વૃત્ર ઉપર વજ્ર ફેંક્યું ત્યારે તેના ચાર ટુકડા થયા. એક ભાગનું સ્ફ્ય થયું; એક ભાગ યૂપઃ બન્યો; એક ભાગ રથ બન્યો અને એક ભાગ શર બન્યું, જેમાંના સ્ફટ અને યૂપનો ઉપયોગ બ્રાહ્મણ કરે છે, જ્યારે જ્યારે રથ અને શરનો ઉપયોગ ક્ષત્રિય કરે છે.

અનુવાદ, ભૂઃ ભુવઃ સ્વઃમાં રહેલ વજ્ર (વિજળીનું અહિં વર્ણન છે) સ્વઃ લોક ઉપર (પુરુષ યજ્ઞના મુખની સપાટીએ રહેલ વિજળી) રહેલ વજ્રમાં ખાલી ઝબકારો રહેલ છે; તેને પરિભ્રમણમાં પડવાની ગતિ તથા અનિષ્ટ તત્ત્વોનો નાશ કરવાની શક્તિ ભુવઃ લોક અને ભૂઃલોકમાં જ પ્રાપ્ત થાય છે.

બ્રાહ્મણ રાજન્ય વગર રહી શકે પરંતુ રાજન્ય બ્રાહ્મણ વગર રહી શક્તો નથી એટલે કે દૃષ્ટિગોચર ઝબકારો ગર્જનાની ગેર હાજરીમાં હોઇ શકે, પરંતુ ગર્જના એકલી હોઇ શકતી નથી, તેની સાથે ઝબકારો હોય છે.

જ્યાં ખાનારના પ્રમાણ કરતાં ખાદ્યનું પ્રમાણ વધારે હોય છે ત્યાં સર્વ સુખરૂપ હોય છે. કાંડ ૧ અ ૩ બ્રા. ૨ કંડિકા ૧૨ એટલે કે વિજળીના પ્રમાણ કરતાં ગર્જનાનું પ્રમાણ જો વધારે હોય તો સર્વ સુખરૂપ હોય છે. વિજળીમાં અગ્નિ ( ખાનાર ) નું પ્રમાણ પ્રધાન પણે રહેલ છે; જ્યારે ગર્જનામાં સોમ ( ખાદ્ય )નું પ્રમાણ પ્રધાન પણે રહેલ છે.

વિદ્યુતની અંદર ઉત્પન્ન થતા ઝબકારા અને ગર્જનાનું પ્રમાણ કાંડ ૧અ૩ બ્રા. ૨ કંડિકા ૭. જુહુ અને ઉપભૃત બે ચમસ (Spoons) છે. જુહુમાં આજ્ય ચાર વખત લેવામાં આવે છે. જ્યારે ઉપભૃતમાં આજ્ય આઠ વખત લેવામાં આવે છે. જુહુ ઋતુઓ માટે છે. ઉપભૃત છંદ માટે છે. અનુવાદ. આજ્ય એટલે એક માસને અંતે ઉત્પન્ન થતો વિદ્યુત.

જુહુ એટલે ઝબકારો અને ઉપભૃત એટલે ગર્જના ( છંદ ) દૃષ્ટિગોચર ઝબકારો ચાર માસને અંતે થાય છે અને કર્ણ ગોચર ગર્જના આઠ માસને અંતે થાય છે.

ઝબકારો પ્રથમ ઉદ્ભવે છે માટે તેને પ્રયાજ કહેલ છે.

ગર્જના પાછળથી ઉદ્ભવે છે માટે તેને અનુયાજ કહેલ છે.

પુરોડાશ એ પ્રયાજ છે; ઈડા એ અનુયાજ છે.

ઝબકારા વડે સોમનો નાશ થાય છે, સમર્થન કાંડ ૩ અ ૬ બ્રા. ૩ કંડિકા ૧૬ પ્રાણઘાતક વજ્ર વડે જેનો નાશ ન થઈ શકે તેટલા નાના કદનો સોમ થયો.

કાંડ ૩ અ ૩ બ્રા. ૪ કંડિકા ૬ સોમને તે પહાડ ઉપર મૂકે છે જ્યાં વજ્ર પહોંચી શકતું નથી.

પુરુષ યજ્ઞના મુખની સપાટી સુધી વજ્ર પહોંચી શકે છે. તેનાથી ઉંચે તે જઈ શકતું નથી. સમર્થન, કાંડ ૩ અ ૨ બ્રા. ૧

કંડિકા ૩૨, ૩૩, ૩૪, દંડ તેના મુખ-સુધી પહોંચે તેટલો લાંબો છે, દંડ એટલે વજ્ર, વિજળી.

કાંડ ૧ અ ૩ બ્રા. ૩ કંડિકા ૧૩-૧૪ અગ્નિએ (વિદ્યુત) કહ્યું: 'વજ્ર વડે મારો નાશ થાય છે, તે ન થાય તેટલા માટે મારી આસપાસ ત્રણ પરિધિ મૂકો. ત્રણ પરધિ એટલે ત્રણ છંદ જેવા કે ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી છે. જ્યાં સુધી ત્રણ છંદનો અવાજ કર્ણગોચર છે ત્યાં સુધી વિજળી વડે સોમનો સદંતર નાશ થતો નથી.

જેમ પુરૂષ યજ્ઞના શીર્ષ સુંરી ઊંચે સોમ ચડે છે તેમ નીચે આવવામાં તે પુરૂષયજ્ઞની નાભિ સુધી આવે છે, તેનાથી નીચેના સ્થાનમાં જતો સોમ સમૂળગો વપરાઇ જાય છે.

સમર્થન કાંડ ૩ અ ૪ બ્રા. ૧ કંડિકા ૨૭, ૨૮ સોમને બેસવાનું આસન નાભિ જેટલું ઊંચુ છે. સોમ ખોરાક છે. ખોરાક નાભિ પાસે જમા થાય છે.

નોંધ: નાભિ નીચેના ભાગમાં અપાન રહેલ હોઇ, વિદ્યુતનો જે જથ્થો નાભિ નીચે જાય છે તે સમૂળગો વપરાઈ જાય છે.

યૂપ: એટલે ગર્જનાનો નાશ કરનાર તત્ત્વ જે વિજળીમાં રહેલું છે તે. યૂપનું સ્થાન પૂર્વ દિશામાં રહેલું છે.

સમર્થન-યૂપની પેલી પાર (far east) પશુઓ (ગર્જનાવાળાં વિદ્યુતનાં રૂપ) જઈ શકતાં નથી.

મધ્વા વિદેહીની આખ્યાયિકામાં રહેલ નદી સદનીરાએ યૂપ છે જેની પેલે પાર વિદેહીઓ (દેહ વગરનો વિદ્યુત, ગર્જના વગરનો વિદ્યુત) વસે છે જ્યારે યૂપની પશ્ચિમે કોસલો (દેહધારી એટલે ગર્જનાવાળો વિદ્યુત) વસે છે.

યૂપ છે એ વજ્ર છે. યૂપની સંખ્યા ૧૧ની રહેલી છે. કાંડ ૩ અ ૭ બ્રા. ૨. કંડિકા ૧-૭.

દરેક યૂપનુ સ્થાન નાચે પ્રમાણે રહેલું છે પહેલો યૂપ વિષુવવૃત ઉપર રહેલો છે

બીજો યૂપ વિષુવૃતની ઉત્તરે રહેલ છે અને પહેલા યૂપ કરતા નાનો છે ત્રીજો યૂપ વિષુવવૃતની દક્ષિણે રહેલ છે અને પહેલા યૂપ કરતા મોટો છે ચોથો છઠ્ઠો, આઠમો, દશમો અને અગ્યારમો યૂપ ક્રમે કરીને બીજા યૂપની ઉત્તર દિશામા રહેલ છે અને ઉત્તરોત્તર નાના થતા જાય છે, જ્યારે પાચમો, સાતમો, અને નવમો યૂપ ક્રમે કરીને ત્રીજા યૂપની દક્ષિણ બાજુમા રહેલ છે અને ઉત્તરોત્તર મોટા છે નવમો યૂપ સર્વ યૂપમા મોટો છે અને તેનાથી ક્રમે કરીને ઉત્તર દિશા તરફ જતા ક્રમે કરીને દરેક યૂપ નાનો થતો જાય છે એટલે કે અગ્યારમો યૂપ જે ઠેક ઉત્તરદિશામા રહેલ છે તે સર્વથી નાનો છે

અનુવાદ—અગ્યાર વર્ષના પરિભ્રમણ દરમ્યાન એક એક વર્ષમા વિજળીનુ પ્રમાણ કેટલું રહેલુ છે તેનો ઉપરોક્ત કંડિકા નિર્દેશ કરે છે, જેમકે પ્રથમ વર્ષે, લગભગ વિષુવવૃત્ત ઉપર વિજળી, મુખ્યત્વે કરીને રહેલ છે બીજે ચોથે છઠ્ઠે આઠમે દશમે અગ્યારમે વર્ષે વિજળી ક્રમે કરીને ઉત્તર દિશા તરફ ખસતી જાય છે અને તેનું પ્રમાણ પણ ઘટતું જાય છે જ્યારે ત્રીજે, પાચમે, સાતમે અને નવમે વર્ષે તે ક્રમે કરીને દક્ષિણ દિશા તરફ હઠતી જાય છે અને ઉત્તરોત્તર તેની તાકાત વધતી જાય છે અગ્યાર વર્ષ દરમ્યાન નવમે વર્ષ વિજળીનુ પ્રમાણ બીજા વર્ષો દરમ્યાન વિજળીના પ્રમાણ કરતા વધારે રહેલ છે જ્યારે અગ્યારમે વર્ષે રહેલ વિજળીનુ પ્રમાણ બીજા ૧૦ વર્ષો દરમ્યાન રહેલ વિજળીના પ્રમાણ કરતા ઓછુ હોય છે

નોધ— વિષુવવૃત એટલે પ્રથમ વર્ષ જે દરમ્યાન રહેલ વિદ્યુતનુ પ્રમાણ, બીજા વર્ષો દરમ્યાન રહેલ વિદ્યુતની પ્રમાણની વચ્ચે રહેલ છે

---

## પ્રકરણ ૧૩

## નાદ બ્રહ્મ, ગર્જના.

કુદરતમાં રહેલ અવાજને નોખનોખા નામથી સંબોધેલ છે, જેમકે છંદ, સ્તોમ, સ્તોત્ર, ગંધર્વ, પશુ, પંરધિ, દેવ, પિતૃ વગેરે.

જુદી જુદી તાકાતવાળા અવાજને જુદા જુદા પદનાં નામથી સંબોધેલ છે. જેમકે ૪ પદનો અનુષ્ટુભ, ૮ પદનો ગાયત્રી, ૧૧ પદનો ત્રિષ્ટુભ, ૧૨ પદનો જગતી, વગેરે. ૧૨ પદ ઉપરના રહેલ અવાજને સ્તોમના નામથી સંબોધેલ છે, જે એકસો વર્ષ દરમ્યાનના વિદ્યુતના પરિભ્રમણ દરમ્યાન અમુક વખતે જ રહેલ છે. જ્યારે ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી એકસો વર્ષ દરમ્યાનના મોટા ભાગમાં રહેલ છે.

એકસો વર્ષના પરિભ્રમણના અંતમાં સોમ (જેની અંદર અવાજનું બીજ રહેલ છે) બીજ રૂપે ઉડીને, ગર્ભાશયમાં (ઈશાન-ખૂણામાં) પડે છે, જેની અંદર ૪ પદનો એટલે કર્ણગોચર નહિં એવો અવાજ રહેલ છે, જેને બીજમન્ત્ર અગર ૐ કહેલ છે.

तुरीयं ते धाम ध्वनिभिर वरुन्धानमणुभि :
समस्तं व्यस्तं त्वां शरणद् गृणा त्योमिति पदम् મહિમ્નઃ સ્તોત્ર.

તુરીયંધામ એટલે ભૂઃ ભુવઃ સ્વઃ ઉપર રહેલ સ્થાન (ગર્ભસ્થાન) અવરૂન્ધાનમ્ એટલે સૂક્ષ્મધ્વનિઓથી ઘેરાયલું છે એટલે કે ત્યાં અવાજ છે, પણ તે અવાજ કર્ણગોચર નથી.

અનુવાદ—ગર્ભસ્થાનમાં રહેલ અવાજ જે ૪ પદનો ૐ છે, જે અવાજનું બીજ છે તે કર્ણગોચર નથી. ગર્ભાશય બહાર રહેલ વિદ્યુતની તાકાત વડે તે નીચે ખેંચાઇ આવતાં, તેમાં નવો

ઉત્પન્ન થયેલ વિદ્યુત ઉમેરાતાં, તેની તાકાત ઉત્તરોત્તર વધતી જતાં, તેમાંથી શસ્ત્રો, સ્તોત્રો તથા પ્રાણ-ઉદાનની ક્રિયા ઉદ્દભવે છે અને તેમ થતાં, વિશ્વમાં રહેલ સર્વ રૂપ ઉદ્દભવે છે. જેમ વડનાં બીજમાં સમસ્ત વડ ( છાલ, પાંદડાં વગેરે ) સમાયેલ છે તેમ સમસ્ત જગત્ ( શસ્ત્રો, સ્તોત્રો, પ્રાણ ઉદાન વગેરે ) ગર્ભસ્થાનમાં રહેલ ॐ ની અંદર સમાયેલ છે. વડનું બીજ ફુટતાં જેમ તેમાંથી ડાળ, પાંદડાં બહાર આવે છે તેમ વિદ્યુતની અસર વડે, તુરીયધામમાંથી ॐ વાતાવરણમાં ખેંચાઇ આવતાં તેમાંથી, વિશ્વમાં રહેલ સર્વરૂપ ઉદ્દભવે છે.

સમર્થન-કાંડ ૪ અ ૩ બ્રા. ૨ કંડિકા ૧૨-૧૩ પૃથ્વી અને આકાશ (અગ્ની અને સોમ) જ્યાં ઉડે છે (શેષ રહે છે) એટલે કે વિદ્યુતના સર્વરૂપ જ્યારે અદસ્ય થઇ જાય છે ત્યારે અગ્નિ અને સોમ રહે છે જે બે તત્વોનો રસ તે ॐ છે, જે સત્ય છે એટલે કે ॐ ની અંદર રહેલ અવાજના બીજનો નાશ કદી થતો નથી, જેનું જ્ઞાન દેવોને છે.

કાંડ ૪અ૩ બ્રા. ૨ કંડિકા ૭ શરૂઆતના છંદને ૪ પદ હતાં. એટલે કે ॐ ૪ પદનો છે. પરિભ્રમણની શરૂઆતમાં છંદ ૮ પદનો રહેલો છે જેને ગાયત્રી કહે છે જેમાંથી ક્રમે કરીને ૩ પદ અને ૧ પદ વપરાઇ જતાં પરિભ્રમણના અંતમાં છંદ ૪ પદનો રહેલો છે. જેમકે જગતી છંદ સોમ લાવવા ઉડયો અને ૩ પદ ખોયાં અને ત્રિષ્ટુભછંદ સોમ લાવવા ઉડયો અને ૧ પદ ખોયું.

આઠ પદના ગાયત્રીમાંથી ૪ પદ ઉપરોકત તરીકે વપરાઇ જતાં અંતમાં છંદ ૪ પદનો રહે છે.

સમર્થન-કાંડ ૧અ૬ બ્રા. ૨ કંડિકા ૫-આઠ કપાલ ઉપરનો પુરોડાશ (આઠ માસનું આજ્ય) એ અગ્નિનો પુરોડાશ બને છે. જેની અંદર રહેલ છંદ એ ગાયત્રી છે.

કાંડ ૬ અ ૧ બ્રા. ૩ કંડિકા ૬,૭ જે ઉત્પન્ન થયું તે પ્રવાહી હતું જેમાંથી અક્ષર થયો. અક્ષર આઠ વખત વધ્યો ત્યારે તેમાંથી ગાયત્રી ઉદ્‌ભવી અને ભૂ: બની. ભૂ: ઉપર પશુઓ અને પશુપતિ એક વર્ષના સમય સુધી વસ્યાં. પશુપતિએ ઉષામાં રેત મૂક્યું એક વર્ષને અંતે કુમાર જન્મ્યો જે રડયો.

નોંધ-અહિં એક વર્ષ એટલે એક સૈકો

કાંડ ૪ અ ૩ બ્રા. ૨ કંડિકા ૮

અષ્ટપદી ગાયત્રી વડે પ્રાતઃકાળે સોમનો હોમ કર્યો

માધ્યન્દિને ત્રિષ્ટુભ ૩ પદ લાવ્યો; જે પ્રાતઃકાળના (પદમાં ઉમેરાતાં છંદ ૧૧ પદનો થયો: સાયંકાળે જગતી ૧ પદ લાવી જે ઉપરોક્ત ૧૧ પદમાં(૮+૩) ઉમેરાતાં છંદ ૧૨ પદનો થયો. એ પ્રમાણે ગાયત્રીમાં ત્રણ કાલ દરમ્યાન પદો ઉમેરાતાં, ત્રિષ્ટુભ અને જગતી બને છે તેમ જ ત્રણ કાળ દરમ્યાન પદ ઓછાં થતાં (વિષુતની ઉત્તરાવસ્થામાં) ત્રિષ્ટુભ અને જગતી બંધ પડે છે, પરંતુ ૮ પદને ગાયત્રી ત્રણ કાળ દરમ્યાન રહે છે. (કંડિકા ૯–૧૦).

છંદની દિશાઓ તથા તેના દેવ.

અગ્નિષ્ટોમા ગાયત્રી પૂર્વદિશામાં રહેલ છે. તેનો દેવ ગાયત્રા (અગ્નિ) છે. ઉક્થ્ય ત્રિષ્ટુભ દક્ષિણદિશામાં રહેલ છે અને તેનો દેવ ઇંદ્ર છે. ષોડશી જગતી ઉત્તરદિશામાં રહેલ છે અને તેનો દેવ મિત્રા-વરુણ છે.

અનુષ્ટુભ (૭૯) ઇશાનખૂણામા રહેલ છે અને તેનો દેવ વિશ્વ-દેવા છે.

**નોંધ:-** પશ્ચિમદિશામાં રહેલ છંદ તથા દેવ પૂર્વદિશાની માફક રહેલ છે. ગાયત્રી એ અગ્નિષ્ટોમા છે, ત્રિષ્ટુભ એ ઉક્થ્ય સ્તોત્ર છે, જગતી એ ષોડશીસ્તોત્ર છે અને અનુષ્ટુભ એ અતિ રાત્રસ્તોત્ર છે.

કાંડ ૮ અ ૧ બ્રા. ૩ કંડિકા ૧ વાક્ (ગર્જના)એ અન્ન છે. જે પ્રાણમાં (વૈશ્વાનરમાં) ઉમેરાતાં, અગ્નિનું જે રૂપ ઉદ્દભવે છે તેને પ્રાણભૃત (ૐ) કહે છે. એ પ્રાણભૃત તત્ત્વમાંથી સર્વ પ્રજાપતિઓ ઉદ્દભવે છે.

કંડિકા ૩ ઋક્ (શસ્ત્ર) અને સામ (સ્તોત્ર) પ્રાણભૃતમાંથી ઉત્પન્ન થાય છે.

કંડિકા ૫ ઋક અને સામ નોખાનોખા પ્રમાણમાં એકમેક થતાં ત્રણ પેઢી ( ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી ) ઉત્પન્ન થાય છે.

કાંડ ૧ અ ૮ બ્રા. ૩ કંડિકા ૬ મૂળ એક વ્યક્તિ (વૈસ્વાનર) હતી, જેમાંથી સ્ત્રી અને પુરુષ ( અગ્નિ અને સોમ ) જુદાં પડયાં. જે ચોથી પેઢીએ ( ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી વપરાઇ જતાં રહી તે ચોથી પેઢી એટલે પ્રાણભૃત ૐ ) ફરીને એકમેક થાય છે. ૐ માંથી ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી ઉદ્દભવે છે; જે ત્રણ છંદ, પરિભ્રમણના અંતમાં વપરાઇ જતાં, છેવટમાં ૐ રહે છે. જેમાં અગ્નિ ( સ્ત્રી ) અને સોમ ( પુરુષ ) રહેલાં છે.

ત્રણ છંદને ત્રણ પરિધિ તરીકે લીધેલ છે.

કાંડ ૧અ૩ બ્રા. ૩ કંડિકા ૧૩, ૧૪, અગ્નિએ કહ્યુ: 'વજ્ર વષટ્કારના રૂપમાં મારો નાશ કરે છે, માટે વજ્ર વડે મારો નાશ ન થાય તેટલાની ખાતર મારી આસપાસ ત્રણ પરિધિ મૂકો!'

વષટ્કાર એટલે દર ૩૩ વર્ષના અંતમાં થતી ગર્જના. અહીં **અગ્નિ એટલે સોમ.** વજ્ર સોમનો નાશ કરે છે, પરંતુ જ્યાં સુધી ત્રણ છંદનો અવાજ કર્ણગોચર હોય છે ત્યાં સુધી તેના અંદર રહેલ સોમ જોકે વધતો ઓછો થાય છે, પરંતુ તેનો સદંતર નાશ થતો નથી.

કાંડ ૧અ૩ બ્રા. ૪ કંડિકા ૧ આ ત્રણ પરિધ આર્દ્ર (સ્નિગ્ધ) હોવી જોઇએ.

શુષ્ક છે એ અગ્નિના સ્વભાવનું અને આર્દ્ર છે, એ સોમના સ્વભાવનું છે, એટલે કે જ્યાં સુધી વણ છંદ કર્ણગોચર છે ત્યાં સુધી તેનામાં સોમ રહેલ છે

પ્રથમ ૩૩ વર્ષના અંતમાં વિદ્યુતનો જે જથ્થો શેષ રહે છે તેને અગ્નિ સ્વિષ્ટ કૃત અથવા વાસુદેવ અથવા રૂદ્ર કહે છે.
કાંડ ૧ અ. ૭ બ્રા. ૨ આખ્યાયિકા.

યજ્ઞ વડે સર્વ દેવ સ્વર્ગે ગયા. સ્વર્ગે નહિ જનાર એક પશુપતિ રહ્યા. પોતાને યજ્ઞમાંથી બાહ્ય રાખેલ છે એવું જણાતાં, સ્વિષ્ટ કૃત વખતે પશુપતિએ, દેવો પ્રત્યે ખડ્ગ ઉગામ્યું. દેવોએ કહ્યું: 'અમારા તરફ ખડ્ગ ના ફેંક' પશુપતિએ યજ્ઞમાં પોતાનો ભાગ માગ્યો જે આપવા દેવો કબૂલ થયા.

દેવો અંદરોઅંદર પૂછવા લાગ્યા. યજ્ઞ દરમ્યાન જે જે હવિસ્ આપણને મળ્યું તે તો વપરાઇ ગયું છે, માટે પશુપતિને ભાગ કેવી રીતે આપવો? તેઓને એક યુક્તિ સુઝી. અધ્વર્યુને તેઓએ કહ્યું: 'યજ્ઞ પાત્રોમાં આજ્ય ક્રમવાર મૂક અને તેમાં ફરીને હવિસ, એવી રીતે મૂક કે દેવોને ભાગ આપતાં એક ભાગ વધે; જે પશુપતિને અપાય, અધ્વર્યુએ તે પ્રમાણે કર્યું અને પશુપતિને યજ્ઞમાં ભાગ મળ્યો.

સ્વિષ્ટકૃત સાયંકાલ વખતે (૩૩ વર્ષના પરિભ્રમણના અંતમાં) અપાય છે જેમાં સર્વદેવોના ભાગ રહેલ છે. સ્વિષ્ટકૃત એ યજ્ઞનો શેષ ભાગ છે, જેમાં વાર્ય (સોમ) નથી, ત્રિષ્ટુભવડે, સ્વિષ્ટ કૃતમાં વીર્ય મૂકાય છે. અને અગ્નિને ઉત્તર દિશામાં તેની આહુતિ અપાય છે;કારણ કે અગ્નિ સ્વિષ્ટ કૃતનો વાસ ઉત્તર દિશામાં રહેલો છે.

અનુવાદ—પ્રથમ ૩૩ વર્ષના અંતમાં, વિદ્યુત ઉત્તર દિશામાં રહેલો હોય છે, ત્યારે વિદ્યુતનાં નોખનોખાં રૂપ જેવાં કે. વાયરા,

વિજળી વગેરે, વિદ્યુતનું જોર કમ પડતાં ક્રમે કરીને અદશ્ય થાય છે ત્યારે શેષ રહેલ વિદ્યુત જેમાં સોમ લગભગ ઓછો થઈ ગયેલ હોય છે, તેમાં જોરદાર ગર્જના થાય છે, જેના વડે આકાશમાં ઊંચે રહેલ સોમ, વાતાવરણમાં ખેંચાઇ આવે છે, જેના વડે વિદ્યુતનું સ્થૂલ નવું બંધાય છે, અને તે ફરીને બીજા ૩૩ વર્ષના પરિભ્રમણમાં પડે છે.

પુરાણની અંદર આ ક્રિયાને દક્ષ યજ્ઞ Daksha, He-invigorated તરીકે વર્ણવેલ છે.

નોખનોખી તાકાતની ગર્જનાની વાતાવરણ ઉપર થતી નોખ નોખી અસરઃ

કાંડ ૧૧ અ. ૪ બ્રા. ૨ કંડિકાઓ ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨.

ગર્જના શરૂઆતમાં જોરદાર હોય અને અંતમાં મૃદુ હોય ત્યાં ગરીબાઈ છે.

ગર્જના શરૂઆતમાં જોરદાર હોય અને અંતમાં પણ જોરદાર હોય ત્યાં સ્થિતિ સાધારણ છે.

ગર્જના શરૂઆતમાં મૃદુ હોય પરંતુ અંતમાં જોરદાર હોય ત્યાં આબાદી છે.

ગર્જના શરૂઆતમાં મૃદુ હોય અને ધીમે ધીમે મૃદુ બહુ લંબાય ત્યાં ગરીબી છે.

ગર્જનાનો એકજ કડાકો લંબાયા વગરનો થાય ત્યાં આબાદી છે.

ગર્જના જોરદાર થાય અને લંબાય નહિ ત્યાં આબાદી છે.

ગર્જના ગુંગળાતી શરૂ થાય પરંતુ ઉત્તરોત્તર જોર પકડતી જાય ત્યાં આબાદી છે.

નોધ ઉપરોક્ત મંતવ્યથી જણાય છે કે જોરદાર ગર્જના, હવામાનમા, ઊચે રહેલ સોમને, નીચે ખેંચી લાવે છે.

કાડ ૧૨ અ ૨ બ્રા. ૧-૨-૩ અહી પૃથ્વીની સપાટીથી આકાશમા ઘણે ઊંચે સુધીની લંબાઇનો એક પુરૂષ (વિદ્યુતરૂપી પુરુષ) કલ્પેલ છે, જેના પગ જ્યાં ઠેરનાવ છે તે એક દ્વીપ છે, જે દ્વીપની આસપાસ સમુદ્ર રહેલો છે જેમા પાણીનું ઉડાણુ દ્વીપની નજીકમા ઓછુ છે, પરંતુ દ્વીપથી દૂર જતા વધારે છે.

નોધ-સમુદ્રની અદરનુ જળ એ હવામાનમા રહેલ આપઃ (Negative Electricity)નુ પ્રતિક છે જે નોખનોખી ઊડાઇએ નોખનોખી તાકાતનો રહેલો છે.

દ્વીપ ઉપરની જમીન એ શુદ્ધ અગ્નિ (Negative Electricity) કમતી હોવાનું પ્રતિક છે.

એ પુરૂષના અગના ૪ ભાગ કલ્પેલ છે અને તે તે ભાગમા રહેલ, નોખનોખી તાકાતવાળા વિદ્યુતને નોખનોખા નામથી સબોધેલ છે જેમ કે–

૧ ઓપરીથી ડોક સુધીના ભાગમા રહેલ વિદ્યુત બ્રાહ્મણ છે
૨ બાહુથી છાતી સુધીના ભાગમાં રહેલ વિદ્યુત રાજન્ય છે.
૩ છાતીથી નાભિ સુધીના ભાગમા રહેલ વિદ્યુત વૈશ્ય છે.
૪ નાભિ નીચેથી પગ સુધીના ભાગમા રહેલ વિદ્યુત શુદ્ર છે.

નોધ નાભિ ઉપરથી છાતી સુધી રહેલ વિદ્યુત (વૈશ્ય), છાતીના ઉપરના ભાગમા રહેલ વિદ્યુત (રાજન્ય) નબળો પડતા, ઉપર ચડે છે અને એ રીતે વૈશ્ય રાજન્યનું સ્થાન લે છે; જેને શતપથ બ્રાહ્મણની ભાષામા કહેવામાં આવ્યુ છે કે 'વૈશ્યની સપત્તિ એ રાજન્યની સપત્તિ છે અને રાજન્ય તેનો ઊપયોગ પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકે છે.'

## पुरुषो वै यज्ञः



वैश्वानर
बृहती
विश्वेदेवा
दशरात्र
गो-आयु मित्रावरुण
त्रिवृत स्तोम
पृष्ठ्य
अभिजित
आत्मण
पञ्चदश स्तोम
उदयनीय अतिरात्र
अभिप्लव
प्रायणीय अतिरात्र
विश्वजित
सप्तदश
क्षत्रिय
सप्तदश स्तोम
एकविंश
वैश्य
एकविंश स्तोम
प्रथम स्वरसाम
तृतीयस्वरसाम
चतुर्विंश स्तोम
द्वितीय स्वरसाम
४४ पवमान स्तोत्र
द्वितीय स्वरसाम
४४ पवमानस्तोत्र
शूद्र
तृतीयस्वरसाम
४८ पवमानस्तोत्र
प्रथमस्वरसाम
३६ पवमानस्तोत्र
द्वीप
विषुवद्वृत

દ્વીપ ઉપર આવતાં અગ્નિ (Negative) ઓછા પ્રમાણમાં રહેલ છે.

અહિં સુધી વિદ્યુત ક્રમે કરીને નીચે ઉતરતો જાય છે, જે સમય એકસો વર્ષના પરિભ્રમણનો મધ્યભાગ એટલે વર્ષ ૪૯ાા ની આસપાસનો છે, માટે તેને વિષુવવૃત્ત કહેલ છે.

નોંધ–વિદ્યુતનો જથ્થો જેમ જેમ નીચે આવતો જાય છે તેમ તેમ તેમાં સોમનું પ્રમાણ વધતું જાય છે અને વિદ્યુતનો જથ્થો જેમ જેમ ઉંચે ચડતો જાય છે તેમ તેમ તેમાં અગ્નિનું પ્રમાણ વધતું જાય છે.

અહિંથી વિદ્યુતની ગતિ ક્રમે કરીને ઊંચે ચડવાની હોય છે અને વિદ્યુત ડાબી બાજુ (ઉત્તર દિશા) તરફથી ઊંચે ચડે છે, માટે કલ્પેલ છે કે એ વિદ્યુતરૂપી પુરુષ ફરીને ડાબી બાજુ તરફ જળમાં આગળ વધે છે અને માથાબુડ પાણીના ઊંડાણમાં જાય છે.

અનુવાદ–ઉપરોક્ત વર્ણન ઉપરથી જણાય છે કે મૂર્ધનથી પાદ સુધી જવાની સપાટીએ (એટલે કે પરિભ્રમણના પૂર્વાર્ધમાં ઉત્તરોત્તર ગર્જનાનું જોર વધતું જાય છે. (સ્વર સામ એટલે જંઘાથી પાદ સુધી રહેલ સ્વર સામમાં વધારેમાં વધારે ૪૮ પદનો અવાજ રહેલ છે જે ઠેક પગની પિંડીની સપાટીએ રહેલ છે) તેવી જ રીતે ડાબી બાજુએ પાદથી મૂર્ધન્ સુધી જતાં (ઉત્તરાર્ધ) ઉત્તરોત્તર અવાજની તાકાત ઘટતી જાય છે.

નોંધ: ગાયત્રી છંદ સોમને ઊંચેથી નીચે લાવે છે.

સમર્થનઃ– ગર્જના સોમને વાતાવરણમાંથી તુરીયં લોકમાં રૂંધે છે. સમર્થન કાંડ ૧૩ અ. ૫ બ્રા. ૪ કંડિકા ૨૮ યજમાન બૃહતી વડે પોતાનું સ્થાન સ્વર્ગલોકમાં પ્રાપ્ત કરે છે. બૃહતી છંદ ૩૬ પદનો છે.

આઠ પદનો ગાયત્રી છંદ સોમને તુરીયં લોકમાંથી એટલે કે ઊંચેથી નીચે લાવે છે. સમર્થન, કદ્રુ સુપર્ણીની આખ્યાયિકા

---

## પ્રકરણ ૧૪

## પશુહોમ

કાંડ ૧૧ અ. ૮ બ્રા. ૨ કંડિકા ૮ **पशवो वै देवानां छन्दांऽसि पशवे । वै अन्नम्**

પરિભ્રમણમાં ફરતા તથા જેનામાં ગર્જના રહી છે એવા વિદ્યુતના નોખનોખાં રૂપને નોખનોખાં પશુઓનાં નામથી સંબોધેલ છે જેમાં સોમ (અન્નમ) પ્રધાનપણે રહે છે.

પશુઓ પાંચ પ્રકારના કલ્પેલ છે; જેમકે નર, ઘોડો, ગાય, ઘેટો અને બકરો.

આ પશુઓના મેધનો (વિદ્યુતની અંદર રહેલ વધારાનો ભાગ) યજ્ઞ કાર્યમાં ઉપયોગ થાય છે.

પશુવધ સ્વર્ગલોકમાં થાય છે એટલે કે અમુક રૂપનો વિદ્યુત, પરિભ્રમણના અંતમા ઘણે ઊંચે ચડે છે જ્યાં તેની અંદર રહેલ સોમ (અન્નાજનું બીજ) તેનાથી જુદો પડતાં, કર્ણગોચર અવાજ બંધ પડે છે જેને પશુને શાંત કરવામાં આવ્યું, પશુનો વધ કરવામાં આવ્યો એવા રૂપકથી વર્ણવેલ છે.

### ૧ પુરૂષ મેધ

વ્યાખ્યા—કાંડ ૧૩ અ ૬ બ્રા. ૨ કંડિકા ૧ **पुरः** એટલે **भूः भुवः स्वः**

**भूः भुवः स्वः**માં વ્યાપી રહેલ વાયુ (Radio Energy) એ પુરૂષ છે. પુરૂષમેધઃ એટલે બાર માસ ઉપરનો, વાતાવરણમાં રહેતો વિદ્યુત. પુરૂષ એટલે પ્રજાપતિ. **यज्ञो वै संवत्सरः संवत्सरो प्रजापतिः** એટલે બાર માસ દરમ્યાન ઉત્પન્ન થયેલ વિદ્યુત એ પ્રજાપતિ છે, જે હંમેશાં રહેવા વાળો છે, જેનો કદી નાશ થતો નથી. પરિભ્રમણ દરમ્યાન વપરાઇ જતો વિદ્યુત એ તો બારમાસના

. એ પુરૂષ યજ્ઞના અંગના નોખનોખા ભાગની સપાટીએ કેટલો તાકાતની ગર્જના વાળો વિદ્યુત (સ્તોમ) રહેલ છે તે જોઇએ.

૧ દ્વીપ ઉપરથી સમુદ્રમાં જતાં પ્રથમ, ખભા સુધીના પાણીનું ઉંડાણ લીધેલ છે અને પાણીમાં વિશેષ આગળ જતાં; જળની સપાટી, મુખ અને મૂર્ધનને ઢાંકી દે છે; પુરુષના પગ જમીનને અડકતા નથી.

અનુવાદ, પરિભ્રમણના અંતમાં વિદ્યુતનું ગર્ભના સ્થાનમાં જવાનું અહિં વર્ણન છે. ગર્ભ જેમ ગર્ભાશયમાં પાણી વચ્ચે લટકતો હોય છે તેમ અહિં સોમ, પાણીના જેવા વિદ્યુત વચ્ચે રહેલો છે. જ્યાં બિલકુલ અવાજ નથી. ૨ માથાબુડ પાણીની ઊંડાણમાંથી દ્વીપ તરફ પાછા ફરતાં તે જમણી બાજુએ ચાલે છે (વિદ્યુતનું પરિભ્રમણ દક્ષિણથી ઉત્તર તરફ રહેલ છે) પાણીની સપાટી મુખને અડે છે ત્યાં ત્રિવૃત સ્તોમ (ગાયત્રી) રહેલ છે. પાણીની સપાટી ડોકને અડકે છે ત્યાં પંચદશ સ્તોમ રહેલો છે.

પાણીની સપાટી ખભાને અડકે છે ત્યાં સપ્તદશ સ્તોમ રહેલો છે
પાણીની સપાટી ઉદરને અડકે છે ત્યાં એકવિંશ સ્તોમ રહેલો છે
પાણીની સપાટી પડખાને અડકે છે ત્યાં ત્રિનવ સ્તોમ રહેલો છે
પાણીની સપાટી કરોડને અડકે છે ત્યાં ત્રયત્રિંશ સ્તોમ રહેલો છે
કડી નીચેની સપાટીએ રહેલ ગર્જનાને સ્વરસામ કહેલ છે.

પાણીની સપાટી સાથળને અડકે છે ત્યાં જમણી બાજુ પ્રથમ સ્વર સામ અને ડાબી બાજુ ત્રીજો સ્વર સામ રહેલ છે.

પાણીની સપાટી ઢીંચણને અડકે છે ત્યાં બન્ને બાજુ બીજો સ્વર સામ રહેલ છે.

પાણીની સપાટી ઘુંટીને અડકે છે ત્યાં જમણી બાજુ ત્રીજો સ્વર સામ અને ડાબી બાજુ પહેલો સ્વરસામ રહેલ છે.

જથ્થા ઉપરાંતનો વિદ્યુત (મેઘ) છે જેમાંથી ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી ઉદ્ભવે છે અને જે વિશ્વકાર્યમાં વપરાય જાય છે.

પ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કર્યા પછી, પ્રજાપતિના સાંધા ઢીલા થઇ ગયા, તે શક્તિહીન થઇ ગયો દેવોએ પોતાની શક્તિ પ્રજાપતિને આપી તેને સાજો કર્યો.

બાર માસે ઉત્પન્ન થયેલ વિદ્યુત જેનો કદી નાશ થતો નથી, તેના તાકાત, જ્યારે તે જથ્થામાં ગીજો નવો ઉત્પન્ન થતો વિદ્યુત ઉમેરાય છે, ત્યારે જોવામાં આવે છે જે વડે ચમકારો, વાપરા, ગર્જના વગેરે થાય છે અને તેમ થતાં, વિદ્યુતના મૂળ જથ્થામાં જે વધેલી તાકાત જોવામા આવતી હતી તે ફરીને ઘટી જાય છે જેને પ્રજાપતિ શક્તિહીન થયો એમ કહીને વર્ણવેલ છે. ફરી પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે ઉત્પન્ન થતો નવો વિદ્યુત તેમાં ઉમેરાતાં ફરીને તે જોર પકડે છે જેને પ્રજાપતિ સાજો થયો 'એમ કહીને વર્ણવેલ છે.

બાર માસનો વિદ્યુત એ પ્રજાપતિ છે. મહિનાઓ અને પખવાડીયાં તેના સાંધા છે.

પુરુષ એટલે પ્રજાપતિ. સમર્થન કાંડ ૪ અ. ૪ બ્રા. ૨ કંડિકા ૧૮ તું પ્રજાપતિ છે પુરૂષ છે રેત મૂકવા વાળો છે.

## ૨ અશ્વમેધ

ભાગ ૨ માં અશ્વમેધ અક્ષરશઃ લખેલ હોઇ અહીં તે વિષે લખવામાં આવેલ નથી.

## ૩ ગોમેધ યજ્ઞ

ગાયની વ્યાખ્યા ૧ ગવામ્ અયન, ગાયોની સંખ્યા ૧૦૦૦ની છે; જેમાથી પ્રથમ દિવસે ૩૩૩ ગાયો દાનમા આપવામાં આવે છે.

બીજે દિવસે ૩૩૩ ગાયો દાનમા આપવામાં આવે છે. ત્રીજે દિવસે ૩૩૩ ગાયો દાનમાં આપવામાં આવે છે. બાકી એક રહી તે સહસ્રી.

અનુવાદ, અહિં ૩૬૩ એ તાક્ષત્ર માસને હિસાબે એક વર્ષના દિવસની સંખ્યા બનાવે છે, માટે ગાય એટલે દિવસ એટલે એક દિવસ દરમ્યાન ઉત્પન્ન થયેલ વિદ્યુત.

૨ અમાવાસ્યા પહેલાના દિવસો દરમ્યાન વનસ્પતિ અને જળમાં, સોમ હોતો નથી અને જે ગાયો તેનું પાન તથા ચારો કરે છે તેના દૂધમાં સોમ હોતો નથી.

અહિં પણ ગાય એટલે એક દિવસ દરમ્યાન ઉત્પન્ન થનો વિદ્યુત. અમાસ પહેલાના દિવસો દરમ્યાન ઉત્પન્ન થતા વિદ્યુતમાં સોમ હોતો નથી.

૩ કાંડ ૧ અ ૭ બ્રા. ૨ કંડિકા ૧૭વિશ્વાયુ, વિશ્વકર્મન્ અને વિશ્વધાયા એ ત્રણ ગાય છે અને સોમ એ વાછડો છે.

અનુવાદ–આ ત્રણ છંદ (વિદ્યુતનાં રૂપ) ગાયત્રી, ત્રિષ્ટુભ્ અને જગતી છે; જેમાં સોમ રહેલો છે.

૪ કાંડ ૧ અ ૮ બ્રા. ૧ કંડિકા ૨૪ ઇડા એ ચાર પગવાળી ગાય છે અને દૈવી હોતાર તેનો વાછડો છે. ઇડા એટલે અનુયાગ એટલે છંદ જેમાં સોમ (દૈવી હોતાર) રહેલો છે.

ઉપરોક્ત ૪ મુદ્દાથી જણાય છે કે શતપથ બ્રાહ્મણમાં વર્ણવેલી ગાય એ છંદ એટલે ગર્ભના છે.

યજ્ઞકાર્યમાં પાખડી ગાય (आनुबन्ध्य यागः) એટલે ગર્ભદગરની ગાય લેવામાં આવે છે; પરિભ્રમણના અંતમાં, ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતીમાં રહેલ સોમ વપરાઇ જતાં (ગાયની અંદરનો ગર્ભ અદશ્ય થતા) જે છંદ રહે છે તે કર્ણગોચર નથી, તેને પાંખડી ગાય તરીકે વર્ણવેલ છે.

કાંડ ૪. અ ૫. બ્રા. ૨. आनुबन्ध्य याग: (સેકાનાં ઉદ્દેશ ૩૩)

પશુ પાકી ગયા પછી તેના માંસના ભાગ એકઠા કરવામાં આવે છે, જેને શેકવામાં આવે છે, જ્યારે મેદને શેકવામાં આવતો નથી. આગ ઉપરથી પશુને ખસેડવામાં આવે છે. અને તેજ વખતે મેદને પણ ખસેડવામાં આવે છે. અહિં છેલ્લાં ૩૩ વર્ષ દરમ્યાનના પ્રથમ ૧૧ વર્ષની શરૂઆત છે. અનુવાદ— એક વર્ષ દરમ્યાન સોમ (ગર્ભ) આહ્‌વનીય અગ્નિ ઉપર રહે છે; જ્યારે પશુના ટુકડા એટલે ૧૨ માસ દરમ્યાન નવો ઉત્પન્ન થતો વિદ્યુત વાતાવરણમાં જમા થાય છે જે બંને તે વર્ષને અંતે એકમેક થાય છે. ૮. યુપ અને અગ્નિ બંને વચ્ચેથી (પૂર્વ દિશામાં) અને કટવની પાછળના ભાગમાંથી (આહવનીયની પાછળથી) તેને લઇ જવામાં આવે છે, જ્યાં પ્રતિપ્રસ્થાતા, હોમ કરવા માટે તેના ટુકડા કરે છે.

૯. પ્રચરણી ચમસમાં, પ્રતિપ્રસ્થાતા ઘી ચોપડે છે, મેધના બે ભાગ લે છે જેને તે શેકે છે, મેધ ફરીને ઉમેરે છે અને વષટ્‌કાર વખતે તેનો હોમ કરે છે. અધ્વર્યુ માંસનો હોમ કરે છે. પ્રતિપ્રસ્થાતા મેદનો હોમ કરે છે. અનુવાદ, ગાયત્રી, ત્રિષ્ટુભ, અને જગતીમા નવો સોમ ઉમેરાતો જાય છે અને વપરાતો જાય છે. સોમ છંદથી જુદો પડે છે. અહિં છેલ્લાં ૩૩ વર્ષના પ્રથમ ૧૧ વર્ષ પૂરાં થાય છે.

કંડિકા ૧૦ આ પ્રમાણે પશુના મધ્ય ભાગમાં, ગર્ભ ફરીને તેની મા સાથે રહે છે-અનુવાદ-(એટલે કે બીજા ૧૧ વર્ષ દરમ્યાન)

કંડિકા ૧૧ અહિં અધ્વર્યુ વનપતિને આહુતિ આપે છે. અગ્નિ સ્વિષ્ટ કૃતને આમંત્રણ અપાય છે. પ્રતિપ્રસ્થાતા આવે છે અને મેધનો સર્વ જથ્થો લે છે; જેના ઉપર બે વખત ઘી રેડે

છ અને વષટ્કાર વખતે અધ્વર્યુ કહે છે 'વુત' અધ્વયુ આહુતિ આપે છે. સાથે સાથ પ્રતિપ્રસ્થાતા આહુતિ આપે છે

અનુવાદ—વનપતિ સિહ સિહની ગર્ભના જેવો ત્રિટમ અહિ સમજાય છે ઘૃતની બે આ તિઓ એટને બે ભામનો આજ્ય શેષ રહેન વિદ્યુતમા ઉમેરાતા છેલ્ના ૧૧ વર્ષનુ પરિભ્રમણ શરૂ થાય છે

કડિકા ૧૭ મહત્તામા મેધ દાખલ થયો. ગર્ભ માના પેટમા દાખલ થયો એક પદી, બે પદી, ત્રણ પદી, ચાર પદી, અષ્ટ પદીની પાછળ, પાછળ ભૂ ભુવ સ્વ આગાદ મનો અષ્ટ પદી (ગાયત્રી) નો યાગ કરના વડે જેટલો લાભ થાય તેટનો લાભ, ઓછા પદવાળી વડે થતો નથી

અનુવાદ—અહિ છેલ્ના ૧૧ વર્ષની શરૂ તમા, સોમ્ફ કરીને, છદમા દાખલ થાય છે, અને ક્રમે કરીને વપરાઇ જતા છદના પદ ક્રમે કરીને ઓછા થતા જાય છે છેવટમા ૮ પદી ગાયત્રી વપરાઇ જાય છે

૧૩ ગર્ભનુ શુ કરવુ ? તેને ઝાડ ઉપર લટકાવો, અગર જળમા નાખો અગર રાફડામા દાટો અગર પશુપાક અગ્નિ ઉપર મૂકવા મરુતને આપો અહિ એકસોમુ વર્ષ એટને સૈકાના અતનુ છેલ્લુ વર્ષ જે ગર્ભાધાનનુ વર્ષ છે તેનુ વર્ણન છે

કડિકા ૧૭ સમિષ્ટયજુ કર્યા પછી જ્યારે અગ્નિના કોલસા ઠરવા લાગે છે ત્યારે વસ્ત્ર વડે તે ગર્ભને લે છે, અને પૂર્વ દિશા તરફ મુખ રાખી, તેનો હોમ કરે છે અને કોલસા વડે તેને ઢાકે છે

અનુવાદ—અહી ૧૦૦ વર્ષનું પરિભ્રમણ પુરૂ થાય છે અને તેમ યતા સોમ (ગર્ભ) ઝાડ ઉપર (આકાશમા ઘણે ઉચે) ચડી જાય છે, જ્યા જળ એને અગ્નિ (Negative Electricity) તેની આસપાસ રહે છે અને રાફડીમા જેમ મૃત દેહ દટાય તેમ હવન

ચનનની ક્રિયા રહીત લા રહે છે કોનસા હરવા યાગે છે એટલે કે વાતાવરણમા રહેલ વિદ્યુતની તાકાત ઘટે છે

નોંધ ઉપરોક્ત વિધાનથી જણાય છે કે શતપથ બ્રાહ્મણમા વર્ણવેલ ગોમેધ યજ્ઞ એ પવિત્ર ગાયનો યજ્ઞ નથી પરતુ ગાય એટલે પરિભ્રમણમા ફરનો તથા વપરાનો છદ જે વિશ્વકાર્યમા વપરાય છે તેનુ વર્ણન છે ગોમેધ યજ્ઞનો સાચો અર્થ નહિ સમજાતા, હજરત મુસાએ, ઇઝરાઇલોને સાચી ગાયનો વધ કરવાનુ ફરમાવ્યુ એ ખરેખર શોચનીય છે

૪ ઘેટી (Ewe)

ગાય પછી પશુ વધમા ઘેટી આવે છે, જે અગ્નિ (Negative Electricity) નુ પ્રતિક છે ઘેટી નીચુ જોઇને ચાલે છે, અગ્નિ, પૃથ્વી તરફ જવા વાળો છે ઘેટી એ પૃથ્વી છે (Earth= Negative) કાડ ૬ અ ૧ બ્રા ૭ કડિકા ૩૩

૫ અજ હોમ (Positive Electricity સોમ)

અજ એટલે બકરો જેની ગતિ ઊચે ચડવાની છે

અજ હોમ એટલે સોમ જેની ગતિ ઊચે ઉડવાની છે

અજ એટલે બીજ સોમ જે પરિભ્રમણના અતમા આકાશમા ઊચે ચઢી જાય છે

મહાભારત શાંતિપર્વ અધ્યાય ૩૩, 'વૈદિક શ્રુતિઓ કહે છે કે બીજ વડે યજ્ઞમા યજન કરવુ અજ એટલે બીજ, નહિ કે બોકડો બોકડા વડે પૂજન કરવુ એ મેદ છે

ચદ્ર ઉપરનો કાળો ડાઘ વારવાર યજ્ઞમા હોમાતો હોઇ (દર અમાવાસ્યાએ) બીજા પશુઓ કરતા કાળો બોકડો યજ્ઞમા વધારે વપરાય છે નોધ કાળો બોકડો એટલે સોમ

બકરીનુ પૂજન કરવામા આવે છે, કારણ કે જેમ બ્રહ્મા એક વર્ષમા ત્રણ વખત પ્રજા ઉત્પન્ન કરે છે તેમ બકરી એક વર્ષમા ત્રણ વખત બચ્ચા આપે છે

ઉન્નેતાને કોઈ સ્નાતક અગર બ્રહ્મચારી અગર અન્ય કોઈ દીક્ષા આપે છે જે સ્નાન કરી પ્રથમ બહાર આવે છે. અનુવાદ –એકસો વર્ષના પરિભ્રમણ દરમિઆન વિષુત ઉત્તરોત્તર નવાં રૂપ ધરતો જાય છે તેમ તેમ તેને નવા નામથી સંબોધવામાં આવે છે. વિષુતનાં મુખ્ય નામ તો ચાર છે અને તે કઈ દિશામાં રહેલ છે તેને ઉદ્દેશીને લેવાય છે. જેમ; અધ્વર્યુ એ યજુની ક્રિયા છે, જે પૂર્વ દિશામાં શરૂઆતમાં રહેલ છે.

બ્રહ્મા દક્ષિણ દિશામાં (સોમ)
ઉદ્‌ગાતા (પશ્ચિમમાં) ગર્જના
હોતાર ઉત્તર દિશામાં (અગ્નિ)

આ ઉપરથી સમજાશે કે :–

અધ્વર્યુનું નામ ક્રમે કરીને અધ્વર્યુ ગૃહપતિ, પ્રતિપ્રસ્થાતા અને નેષ્ટા બને છે.

બ્રહ્મા „ „ „ , બ્રાહ્મણાચ્છંસી, પોતાર અને અગ્નિધ્ર બને છે.

ઉદ્‌ગાતા „ „ , પ્રસ્તોતાર, પ્રતિહર્તા અને સુબ્રહ્મણ્ય બને છે.

હોતાર „ „ „ , મિત્રાવરુણ, અચ્છાવાક અને ગ્રાવસ્તુત બને છે.

વેદિનું માપ : કાંડ ૩ અ ૫ બ્રા. ૧

પૂર્વદિશા ૧૨+૧૨

પશ્ચિમ, ૧૫+૧૫

વિષુવવૃત્ત ૩૬

વેદિ ઉત્તર તરફ તથા પૂર્વ તરફ ઢળી પડતી છે. કાંડ ૧ અ ૨ બ્રા. ૫ કંડિકા ૧૪.

નોંધ––વિશ્વમાં પરિભ્રમણમાં પડતા વિષુતની ક્રિયા યજ્ઞ યાગાદિક ક્રિયા તથા વેદી વડે રેખાંકિત (Graphic

description )ના રૂપમાં લેવાયેલ હોય તેમ જણાય છે અને તેમ કરવાનો આદેશ, આ ગુપ્ત વિદ્યા અન્ય વ્યક્તિના જાણવામાં ન આવે તેમજ કાળે કરીને તેનો નાશ પણ ન થાય તેવો હોય. તેમ જણાય છે, તેમજ કર્મકાંડ વડે તેનો ઉપયોગ ચાલુ રહેતાં તે વિદ્યાનું જ્ઞાન ચાલુ રહે.

નોંધઃ–વેદિ બે પ્રકારની છે જેવી કેઃ–

અ. ૧ ઉત્તરા વેદિ અથવા આહવનીય અગ્નિ, જે વાતાવરણ બહાર ઇશાન ખૂણમાં રહેલી છે.

૨ મહાવેદિ અથવા ગાર્હપત્ય અગ્નિ જે વાતાવરણમાં રહેલી છે.

વ વેદિ ત્રણ આકૃતિની કહેલી છે જેવી કેઃ–

૧ પુરૂષાકૃતિની જ્યાં. **પુરુષો વૈ યજ્ઞઃ** રહેલ છે.

૨ પક્ષીની આકૃતિની જ્યાં વિદ્યુતની ચડ ઉતરની ગતિ રહેલ છે.

૩ ગાડીની આકૃતિની જે વાતાવરણમાં ચારે દિશામાં ફરતા વિદ્યુતની ગતિ બતાવે છે.

## ભાગ ૨

### અશ્વમેધ

કાંડ ૧૦ અ ૬ બ્રા ૪

અશ્વના શરીરના નોખાનોખા ભાગઃ-

ઉષા છે એ અશ્વમેધનું શીર્ષ છે.

નોંધઃ-ઉષા એટલે આહવનીય અગ્નિ જે ઉષાના રંગનો છે. અને ઈશાન ખૂણામાં આકાશમાં ઘણે ઊંચે રહેલ છે, તે.

સૂર્ય છે એ અશ્વની ચક્ષુ છે.

અશ્વ અને ઘેટા એ અગ્નિનાં પ્રતિક છે; અગ્નિનું સ્થાન ઉત્તર દિશા હોઈ તેના મસ્તક ઉત્તર દિશામાં મૂકેલ છે.

ગોધો અને બકરો સોમનાં પ્રતિક છે, સોમનું સ્થાન દક્ષિણ દિશા હોઇ તેનાં મસ્તક દક્ષિણ દિશામાં મૂકવામાં આવ્યાં છે.

બાગ પ્રથમ સંપૂર્ણ.

## ઋત્વિજોની દીક્ષા

### કાંડ ૧૨ અ ૧ બ્રા. ૧ કંડિકા ૧ થી ૧૦
### ગૃહપતિ પ્રથમ દીક્ષા લે છે

| દીક્ષા દેનાર | દીક્ષા લેનાર |
|---|---|
| અધ્વર્યુ ... ... | બ્રહ્મા (ચંદ્ર અગર સોમ) |
| | ઉદ્ગાતા (પર્જન્ય) |
| | હોતાર (અગ્નિ) |
| પ્રતિપ્રસ્થાતા... ... | અધ્વર્યુ (મન) |
| | બ્રાહ્મણાચ્છં (બ્રહ્મા) |
| | પ્રસ્તોતાર (ઉદ્ગાતા માટે) |
| | મિત્રાવરૂણ (હોતાર માટે) |
| નેષ્ટા (નિસ્ત્રી)... ... | પ્રતિપ્રસ્થાતા (અધ્વર્યુ માટે) આ નવ ઋત્વિજો પ્રથમ દીક્ષા ગ્રહણ કરે છે; કારણ કે પ્રાણ ૯ છે, |
| નેષ્ટા (ચાલુ) ... ... | પોતાર (બ્રહ્માના સ્થાનમાં) |
| | પ્રતિહર્તાર (ઉદ્ગાતાના સ્થાનમાં) |
| | અચ્છાવાક (હોતારના સ્થાનમાં) |
| ઉન્નેતા ... ... | નેષ્ટા (અધ્વર્યુના સ્થાનમાં) |
| | અગ્નિધ (બ્રહ્માના સ્થાનમાં) |
| | સુબ્રહ્મણ્ય (ઉદ્ગાતાના સ્થાનમાં) |

વાયુ અશ્વનો પ્રાણ છે.
વૈશ્વાનર અશ્વનું ખુલેલું મુખ છે
સંવત્સર અશ્વનું શરીર છે.
આકાશ અશ્વની પીઠ છે.
ભુવઃલોક અશ્વની હોજરી છે.
ભૂઃ લોક અશ્વનું પેટાળ છે.
દિશાઓ અશ્વનાં પડખાં છે.
અંતર દિશાઓ અશ્વની પાંસળીઓ છે.
ઋતુઓ અશ્વના અવયવો છે.
માસ અને પખવાડીયાં અશ્વના સાંધા છે.
અહોરાત્ર અશ્વના પાદ છે.
નક્ષત્રો અશ્વના અસ્થિ છે.
નભ અશ્વનું માંસ છે.
રેત (સોમ) અશ્વનો ખોરાક છે.
નદીઓ અશ્વનાં આંતરડાં છે.
પર્વતો અશ્વના યકૃત અને ફેફસાં છે.
ઔષધી અશ્વના વાળ છે.
ઉગતો સૂર્ય અશ્વનો આગલો ભાગ છે.
અસ્ત થતો સૂર્ય અશ્વનો પાછલો ભાગ છે
વિજળી અશ્વનું બગાસું છે.

ગર્જના અશ્વનો હણહણાટ છે

વૃષ્ટિ અશ્વનો પેશાબ (Urine) છે.

મૃદુગર્જના અશ્વનો અવાજ છે.

અશ્વની આગળ દિવસ ઉત્પન્ન થયો જે મહિમ્નઃ ગ્રહ થયો જે પૂર્વના સમુદ્રમાંથી બહાર આવ્યો.

અશ્વની પછવાડે રાત્રિ ઉત્પન્ન થઇ, જે પશ્ચિમના સમુદ્રમાંથી બહાર આવી અને બીજો મહિમ્નઃ ગ્રહ બની.

આ બંને ગ્રહ ( દિવસ એટલે અગ્નિ અને રાત્રિ એટલે સોમ ) અશ્વની બન્ને બાજુ રહેલા છે.

હય બનીને તેણે દેવોનું વહન કર્યું. ઉંચે જવાવાળો વિદ્યુત્ સ્વઃ લોકમાં રહેલ વિદ્યુતની ગતિ ઉંચે ચડવાની છે.

વાજી બનીને તેણે ગંધર્વોનું વહન કર્યું. ગર્જનામાં રહેલ વિદ્યુત ભુવઃ લોકમાં રહેલ વિદ્યુતને નોખ નોખી દિશાઓમાં ગતિમાન કરે છે.

અર્વ બનીને તેણે અસુરોનુ વહન કર્યું. નીચે આવનારો વિદ્યુત. ભૂઃ લોકમા રહેલ વિદ્યુતની ગતિ નીચે ઉતરવાની છે.

અશ્વ બનીને તેણે મનુષ્યોનું વહન કર્યું. દિશાઓમાં પરિભ્રમણમાં પડતો વિદ્યુત. મનુષ્ય એટલે સોમ.

સમુદ્ર અશ્વનો નજીકનો સગો છે. તેનું જન્મસ્થાન છે.
સમુદ્ર એટલે જળ (અગ્નિ).

**નોંધઃ**—ઉપર પ્રમાણેના અશ્વના વર્ણન ઉપરથી જણાય છે કે અશ્વમેધમાં લેવામાં આવતો અશ્વ એ સાધારણ અશ્વ નથીઃ પરંતુ જેની રીતે પુરુષ યજ્ઞનો પુરુષ કલ્પેલ છે તેવી રીતે, પરિભ્રમણમાં પડતા વિદ્યુતને અશ્વ તરીકે કલ્પેલ છે.

ભારતવર્ષમાં છેલ્લો અશ્વમેધ પ્ર. પૂ. ૧૫૮ વર્ષની આસપાસના સમયમાં, વસુમિત્ર અને અગ્નિમિત્ર નામના રાજાઓએ ઉજ્જયિનીમાં કર્યો તે વખતે થયેલ પશુવધનો ત્રાસ તથા લોકાચરણ હલકું પડી જવાને લઇને ત્યારપછી ભારતવર્ષમાં અશ્વમેધ થયો નથી ( પ્રાચીન ભારત- Dr. T. L. Shah ).

## કાંડ ૧૩ અશ્વમેધ ( ટુંકસાર )

અ. ૧ બ્રા. ૧ કંડિકા. ૧ અધ્વર્યુ ઋત્વિજો માટે ચોખાનો પિંડ રાંધે છે જેના વડે રેત બને છે. વધારાનું ઘૃત દોરડીને ચોપડે છે કારણ કે ઘૃત અગ્નિના સ્વભાવનું છે અને અશ્વ પ્રજાપતિ માટે પવિત્ર છે અને આ પ્રમાણે પ્રજાપતિમાં તે અગ્નિનો સ્વભાવ આણે છે. અનુવાદઃ અહિં એક વર્ષ દરમ્યાન ગર્ભસ્થાનમાં ગર્ભ બંધાય છે તથા તે સમય

દરમ્યાન વાતાવરણમાં નવો વિદ્યુત ઉત્પન્ન થાય છે. જેના વડે વર્તુલેનું સ્થૂલ બંધાય છે.

૨ દોરડી દર્ભ (પ્રાણ ઉદાન)ની બનેલી છે. દર્ભ બીજી વસ્તુઓને શુદ્ધ કરનો હોઈ અશ્વને શુધ્ધ કરે છે અને પછી તેને ક્રિયાહીન કરે છે. અનુવાદ: પ્રાણ ઉદાન વડે સોમ વાતાવરણમાંથી ઉંચે ઉડે છે. નોંધ—દર્ભ એટલે પ્રાણઉદાનની ક્રિયા (વર્તુલો). જુવો પવિત્રાંકાંડ ૧. ભાગ એક.

૩ અશ્વને ક્રિયાહીન કરવામાં આવ્યો ત્યારે તેનું રેત (સોમ) તેનામાંથી ઉડી ગયું અને સુવર્ણ બન્યું અને જ્યારે ઋત્વિજોને સુવર્ણ આપવામાં આવે છે ત્યારે અશ્વને રેતવાળો બનાવાય છે.

અનુવાદ: પરિભ્રમણના અંતમાં સોમ ઉંચે ઉડી જાય છે અને પરિભ્રમણની શરૂઆતમાં ફરીને તે વાતાવરણમાં આવે છે.

૪ પ્રજાપતિએ યજ્ઞને ઉત્પન્ન કર્યો અને પ્રજાપતિની મહત્તા ચાલી ગઈ; જે ઋત્વિજોમાં દાખલ થઈ; જેને માટે તેણે ઋત્વિજોમા તપાસ કરી, જ્યા તેણે તેને પેખી. ઋત્વિજો માટે તૈયાર થયેલ ચોખાના પિંડનો, મુખ્ય ઋત્વિજો આહાર કરે છે જેના વડે યજમાનમા (પ્રજાપતિ) યજ્ઞની મહત્તા ઉત્પન્ન થાય છે. ઋત્વિજોને, ચોખાનો પિંડ તેમજ સુવર્ણ આપવામાં આવે છે; કારણ કે ચોખાનો પિંડ એ રેત છે તેમજ સુવર્ણ પણ રેત છે' રેત વડે તે અશ્વમાં તથા યજમાનમા રેત મૂકે છે. સુવર્ણ, વજનમાં એકસો ઘઉં ભાર છે કારણ કે મનુષ્યની જીંદગી એકસો વર્ષની છે તેમજ તેનામા એકસો તાકાત રહેલ છે રેત એ આયુષ્ય છે, તાકાત છે, યશ છે, જે પોતાનામાં દાખલ કરે છે. અપ્યાન્ડે તે ચાર પ્રકારનુ જળ લાવે છે, જે ચાર દિશાઓમાંથી લાવવામાં આવે છે કારણ કે જળ છે એ ખોરાક

છે જે ચાર દિશાઓમા રહેન છે. અન્ન વડે તે અન્ન
મેળવે છે. નોંધ—અન્ન એટલે ગર્જના.

અનુવાદ–પરિભ્રમણના અન્તમા પ્રજાપતિક્ (Residual Radio Energy) રહે છે, જેનામા નવા વિશ્વ કાર્યો કરવાની શક્તિ નથી. ફરી ગર્ભાધાન થાય છે, ગર્ભાશયમાથી બહાર આવ્યા પછી દરેને પરિભ્રમણ શરૂ થાય છે જેમા એકસો તાકાતવાળો વિદ્યુત (Radio Energy) રહેન છે. ઋત્વિજો માટે જુવો ભાગ પહેનાગા રહેન ઋત્વિજોની દીક્ષા

ઋત્વિજોની સખ્યા ૪ છે જે ૪૦૦૦ દિવસ દરમ્યાન રહેત છે કાંડ ૧૩ અ. ૪ બ્રા ૧ કંડિકા ૬ ૪ ઋત્વિજો એટલે મિત્ર, વરુણ ઇન્દ્ર અને વિષ્ણુ જેને અધ્વર્યું હોત્રી ઉદ્ગાત્રી અને બ્રહ્માના નામથી પણ સબોધેન છે કાંડ ૧૩ અ ૪ બ્રા ૧ કંડિકા ૪.

## બ્રાહ્મણ ૨

૧ મંત્રોચ્ચાર વગર જે ક્રિયા યજ્ઞમા કરવામા આવે તે ફોગટ જાય છે રજ્જુ સાવની શરૂઆતમા ગ્રહણ કરવામા આવે છે. રજ્જુ ૧૨ હાથ લાંબુ છે નોંધ—સત્ય એટલે ૪ પદનો છંદ ૐ જેનો કદી નાશ થનો નથી.

અનુવાદ ૧૨ માસનુ એક વર્ષ જેના અતે ગર્જના કર્ણગોચર થાય છે

૨ રજ્જુ ૧૨ હાથ લાબુ રાખવુ કે ૧૩ હાથ? વર્ષના માસ ૧૩ પણ હોય છે. જેમ બળદનો ખધ એ તેના શરીરનો વધારાનો ભાગ છે તેમ ૧૩મો માસ એ વધારાનો ભાગ છે અનુવાદ અધિક માસ એ વધારાનો ભાગ છે. માટે અધિક માસ જેમા આવેન છે તે વર્ષમા છદ ૧૩ માસ દરમ્યાન રહેન છે

૩ અશ્વને લગામ ચડાવે છે અને કહે છે, "તુ પૃથ્વી છે, તું રાજન્ય છે, તું અગ્નિ વૈશ્વાનરમા જા. તારૂ ક્ષેત્ર મોટું છે.

'સ્વાહા' વડે તારો અભિષેક થયેલ છે. દેવો માટે તારી ગતિ ઝડપી છે. પ્રજાપતિ માટે તું નિર્માણ થયેલ છે!" અનુવાદઃ પરિભ્રમણમાં પડતા વિદ્યુતમાં ઉપરોકત કાર્ય રહેલું છે.

૪ બ્રહ્મા અને દેવોને અનુલક્ષ્યા સિવાય જે કોઇ અશ્વને લગામ ચડાવે છે તેનું અનિષ્ટ થાય છે; માટે બ્રહ્માને અનુલક્ષીને કહે છે 'હે બ્રહ્મા! દેવો માટે, પ્રજાપતિ માટે હું અશ્વને લગામ ચડાવું છું. મારૂં કલ્યાણ થાઓ. આમ કહીને અશ્વને બાંધે છે. બ્રહ્મા કહે છે દેવો માટે, પ્રજાપતિ માટે તું અશ્વને બાંધ; તે વડે તારૂં કલ્યાણ થાઓ. ત્યાર પછી અશ્વ ઉપર પાણીનો અભિષેક કરવામાં આવે છે. અનુવાદઃ પ્રથમ ભાગમાં ભાવના છે. જળનો અભિષેક એટલે નવો ઉત્પન્ન થતો વિદ્યુત ઉમેરાય છે. નોંધ—બ્રહ્મા એટલે વૈશ્વાનર. દેવો એટલે વિદ્યુતનાં નોખનોખાં રૂપ જે ઇન્દ્રિયગોચર છે તે.

૫ પ્રોક્ષણ (અભિષેક) કરતી વખતે કહે છે, પ્રજાપતિ તને ગ્રહણ કરે માટે હું તને પ્રોક્ષણ કરૂં છે. દેવોમાં પ્રજાપતિ સર્વ કરતાં વધારે તાકાતવાળો છે.

નોંધ—પ્રોક્ષણ કરવું એટલે જળ રેડવું એટલે નવો ઉત્પન્ન થતો વિદ્યુત ઉમેરાયો.

૬ 'ઇન્દ્ર અને અગ્નિ તને ગ્રહણ કરે માટે તારા ઉપર હું પ્રોક્ષણ કરૂં છું. અનુવાદ—નવો ઉત્પન્ન થતો વિદ્યુત, વિદ્યુતના મૂળ જથ્થામાં ઉમેરાતાં ગર્જના અને વિજળી ઉત્પન્ન થાય છે. નોંધ ઇન્દ્ર એટલે રાજન્ય, સોમ

૭ 'વાયુ તને ગ્રહણ કરે માટે પ્રોક્ષણ કરૂં છું' અનુવાદ—હવામાનમાં જોરદાર વર્તુલો ઉદ્દ્ભવે છે.

૮ 'વિશ્વદેવા તને ગ્રહણ કરે માટે પ્રોક્ષણ કરૂં છું' અનુવાદઃ પરિભ્રમણના અંતમાં, નવો રોજબરોજનો ઉત્પન્ન થતો

વિદ્યુત ઉમેરાતાં છતાં અને તે વપરાશમાં આવવા વડે છેવટમાં પ્રજાપતિ (Residual Radio Energy) રહે છે.

૯ અશ્વ પ્રજાપતિ માટે પવિત્ર છે તો પછી બીજા દેવો માટે અશ્વ ઉપર શા માટે પ્રોક્ષણ કરવામાં આવે છે? અશ્વ મેધમાં સર્વ દેવોને સબંધ છે. અશ્વમેધ કરનાર યજમાનને વશ કરવા તેનો દુસ્મન પ્રયાસ કરે છે; પરંતુ અશ્વ એ વજ્ર છે જેના વડે ચાર પાંખવાળા કુતરાનો તે નાશ કરે છે અને તેને અશ્વના પગ નીચે પછાડે છે.' અનુવાદઃ વિદ્યુતનાં નોખ નોખાં રૂપોનું વર્ણન છે જેમાંનું એકરૂપ વિજળી છે, જે વડે હવામાનમાં રહેલા અનિષ્ટ તત્વનો નાશ થાય છે.

## બ્રા. ૩

૧ હોમ કર્યા પહેલાં જેમ થોડુંક હવિસ ઉભરાઇ જાય છે તે પ્રમાણે પ્રોક્ષણ થયેલ અશ્વને શાંત કરવામાં આવે છે ત્યાર પહેલાં તે ઉભરાઈ જાય છે. स्तोकीया (ટીપે ટીપે અપાતી આહુતિઓ) વખતે સમસ્ત અશ્વ આહુતિમાં અપાય છે, સ્વર્ગ પ્રાપ્તિ માટે ૧૦૦૦ સ્તોકીયા અપાય છે કારણ કે સ્વર્ગની સીમા ૧૦૦૦ ની છે. અનુવાદઃ ૧૦૦૦ દિવસ વીત્યા પછી, વિદ્યુત આકાશમાં ઉંચે ચડી જાય છે. (અહિં ઉત્તર દિશામાં રહેલા ૧૦૦૦ દિવસનું વર્ણન છે.) હવિસ ઉભરાઇ જાય છે એટલે કે ૧૧ વર્ષના અંતમાં રહેલ શેષ વિદ્યુત બીજા ૧૧ વર્ષના પરિભ્રમણમાં પડે છે.

૨ પ્રજાપતિએ કહ્યું: 'સ્તોકીયા વડે હું અશ્વમેધની સ્થાપના કરૂં છું અને તેને સ્થાપિત કર્યા વડે હું ઉંચે ચડું છું.'

૩ અગ્નિ, સોમ, જળ, સાવિત્રી, વાયુ, વિષ્ણુ, ઇન્દ્ર, બૃહસ્પતિ, મિત્ર, વરુણને આહુતિઓ અપાય છે કારણ કે દેવોની સંખ્યા તેટલી છે અને તેમ કરવાનો આશય

સ્વર્ગ પ્રાપ્ત કરવાનો છે. અનુવાદઃ એક નાના ૧૧ વર્ષના પરિભ્રમણ દરમ્યાન વિદ્યુતનાં ૧૧ રૂપ રહેલ છે જે ૩૩ વર્ષ દરમ્યાન ચાલુ રહે છે.

૪ ઉપર પ્રમાણે આહુતિઓ આપનારનું પુનરાવર્તન થાય છે, એ ફરીને ભૂલોકમા પાછો ફરે છે અને પ્રજાપતિ કહે છે કે એમ થતા યજ્ઞની સંસ્થાપના થાય છે. અનુવાદ. ૧૧ વર્ષને અંતે ઉંચે ચડી ગયેલ વિદ્યુત, બીજા ૧૧ વર્ષ માટે ફરીને નીચે આવે છે.

૫ (કંડિકા ૧ માં કહ્યું તેમ) થોડુંક હવિસ ઉભરાઇ જાય છે. અનુવાદઃ ઉભરાયેલ હવિસ ફરીને પરિભ્રમણમાં પડે છે.

૬ 'રૂપ, એ હવિસ નથી, માટે તેનો હોમ થવો ન જોઇએ. વળી કહેલ છે કે 'રૂપમાં' અશ્વમેધનો સમાવેશ થાય છે, માટે તેનો હોમ કરવો જોઇએ. અનુવાદઃ પ્રજાપતિનો વિદ્યુત વપરાઈ જતો નથી. વિદ્યુતના અન્ય રૂપ વપરાઈ જાય છે.

૭ સાવિત્રીને પ્રથમ આહુતિ આપવાં પહેલાં; અધ્વર્યુ, આહવનીય અગ્નિમાં રૂપને અનુલક્ષીને હોમ કરે છે. અહીં યજમાન (પ્રજાપતિ) આરામ લે છે....યજ્ઞનો શરૂઆતમાં હરરખત રૂપનો હોમ થાય છે જેથી કરીને યજ્ઞ ક્રિયા અટકયા વગર ચાલુ રહે. અનુવાદઃ અહીં ૩૩ વર્ષનું એક પરિભ્રમણ પુરૂં થાય છે. સમર્થન—આહવનીય અગ્નિ એટલે ઇશાન-ખૂણામાં વિદ્યુતનું પહોંચવું થાય છે. (પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ ઉત્તર અને ઇશાનખૂણમાં જવાનો પરિભ્રમણનો ક્રમ છે)

બ્રા. ૪.

પ્રજાપતિએ અશ્વમેધનું અમૃત રેડયું જે દિશાઓમાં વ્યાપી રહ્યુ. દેવો તેનો શોધ કરવા ગયા. ઇષ્ટિ વડે તેની પછવાડે ગયા અને આહુતિઓ વડે તેની શોધ કરી. યજમાન, ઇષ્ટિ

વડે અશ્વ કે જે યજ્ઞ માટે મેધ્ય છે તેની શોધ ખોળ કરે છે અનુવાદ પ્રથમ ૩૦ર્ના અંતમાં સોમ ઉંચે ચડી જાય છે તેના ઉત્પન્ન થતા વિદ્યુતનો ૧૨ માસનો જથ્થો એકઠો થતા, ઉંચે રહેલ સોમ (મેઘ) ને નીચે ખેંચી લાવે છે પૂર્ણિમા એ ઇષ્ટિ છે અને અમાવાસ્યાના દિવસે ઉદ્ગમનની ક્રિયા એ આહુતિ છે

૨ ઇષ્ટિ સાવિત્રી માટે છે આ સાવિત્રી એ આ પૃથિવી છે પૃથિવી ઉપર જો કોઈ વ્યક્તિ સતાઇ જાય છે અગર બીજે કોઈ સ્થળે જાય છે તો તે આ પૃથિવી ઉપર મળી આવે છે અનુવા સૂર્ય વડે પૃથિવી ઉપર અગ્નિ(Nitrogen) પ્રથમ ઉત્પન્ન થાય છે

૩ અશ્વ જ્યારે ચાલ્યો જાય છે, ત્યારે તે અદૃશ્ય થાય છે, કારણ કે તેને પાછો વાળવામા આવતો નથી ધૃતિની આહુતિઓ જે સાયંકાળે અપાય છે ત્યાર પછી આરામ લેવાય છે. (કારણ કે ખોવાયેલ ચીજ પાછળાડે રાત્રે તપાસ થઈ શકતી નથી) સવારની આ તિઓ અપાયા પછી, અશ્વની શોધ ખોળ થઈ શકે છે આ ઉપરાત સાવિત્રીની ઇષ્ટિ (સવારની આહુતિઓ) વડે યોગ ક્ષેમ થાય છે

બ્રા ૫

૧ અશ્વમેધ કરનારનો વૈભવ નાશ પામે છે મનુષ્ય જ્યારે વૈભવશાળી હોય ત્યારે તેના માનમા વીણા વગાડવામા આવે છે એક સંવત્સર સુધી બે બ્રાહ્મણો વીણા વગાડે છે

૨ અહીં કહેવામા આવે છે કે વીણા વગાડનાર તથા નાચ કરનાર બન્ને જો બ્રાહ્મણો હોય તો તેમનામાથી બ્રાહ્મણત્વનો નાશ થાય છે પુરોહિતના પદ માટે તે નાલાયક નિવડે છે. અનુવાદ અગ્નિ એ બ્રાહ્મણ છે, સોમ એ રાજન્ય છે.

૩ અગર જો બન્ને રાજકુમાર હોય તો તેમનામાંથી બ્રહ્મ તેજનો નાશ થાય છે. માટે એ વીણા વગાડનારમાંનો એક બ્રાહ્મણ (અગ્નિ) તથા બીજો રાજન્ય (સોમ) હોવો જોઇએ.

૪ જો બન્ને જણ દિવસ દરમિયાન વાદન કરે તો રાજતેજનો નાશ થાય, અગર જો બન્ને જણ રાત્રિ દરમ્યાન વાદન કરે તો બ્રહ્મતેજનો નાશ થાય માટે

૫ બ્રાહ્મણ દિવસ દરમ્યાન વાદન કરે છે અને રાજન્ય રાત્રિ દરમ્યાન વાદન કરે છે. અનુવાદ–દિવસ એટલે ઉત્તરાયણ અને રાત્રિ એટલે દક્ષિણાયન. ઉત્તરાયણ દરમ્યાન અગ્નિ પ્રધાનપણે રહેલ છે અને દક્ષિણાયન દરમ્યાન સોમ પ્રધાનપણે રહેલ છે.

૬ 'તેણે આવાં દાન આપ્યાં' એમ બ્રાહ્મણ ગાન કરે છે. 'તે આવી લડાઇઓ લડયો' એમ રાજન્ય ગાન કરે છે; મતલબ કે જેકંઇ ઇષ્ટ છે તેનું બ્રાહ્મણ ગાન કરે છે અને જે કંઇ તાકાતવાળું છે તેનું રાજન્ય ગાન કરે છે. અનુવાદ–અગ્નિ ઇષ્ટ છે, હાનિ કર્તા નથી. સોમ તાકાતવાળો છે અને તે અનિષ્ટ તત્વોનો નાશ કરે છે.

બ્રા. ૬

૧ અધ્વર્યુ અને યજમાન અશ્વના જમણા કાનમાં કહે છેઃ 'માતૃ (અગ્નિ) વડે તું પેદા થયો છે, પિતા (સોમ) વડે તું તાકાતવાન થયો છે, તું હય છે, અશ્વ છે, સત્ય છે, વાજી છે, ઘોડદોડમા આગળ આવનાર છે, ઇનામ લેનાર છે, પુરૂષ છે, ઉતાવળી ચાલનો છે, શિશુ છે.' અનુવાદ–અશ્વનો જમણો કાન એટલે દક્ષિણ દિશાથી ઉત્તર દિશા તરફ જતું પરિભ્રમણ. નોધ–અહિં બીજાં ૩૩ વર્ષ શરૂ થાય છે.

૨ આદિત્યો ગયા તે રસ્તે તુ જા. દિક્‌પાનો અશ્વની રક્ષા કરો દેવોના યજ્ઞ માટે અશ્વને પ્રોક્ષણ કરવામા આવે છે. દિશાઓનું રક્ષણ કરનાર એકસો રાજકુમાર છે જેને અશ્વ સોપવામા આવે છે એક વર્ષના સમય સુધી દરરાજ સાધકાને ૪ આહુતિઓના ક્રમ પ્રમાણે આહુતિઓ અપાય છે, જેની સખ્યા વર્ષ આખરે ૧૪૪૦ ની થાય છે જે વડે અશ્વની લગામ બને છે અને તે લગામ વડે અશ્વને બાધવામા આવે છે અશ્વને છોડયા પછી તે ગમે ત્યા જાય પરતુ સાધકાને તે સાકળ પાસે પાછો આવે છે અશ્વ સાકળનો ત્યાગ કરતો નથી સાકળ એટલે બન્ધન, દીક્ષા. નોધ ૪ આહુતિ એટલે ૮ પહોર દરમ્યાન ઉત્પન્ન થતો વિદ્યુત ૩૬૦×૪=૧૪૪૦

અનુવાદ—૧ આદિત્યો ગયા તે રસ્તે તુ જા એટલે પરિભ્રમણમા પડ

૨ દિક્‌પાનો ૧૦૦ રાજકુમાર છે જે દિશાઓનુ રક્ષણ કરે છે એટલે કે એક એક દિશામા વિદ્યુતની તાકાત ૧૦૦ ગણી રહેવી છે જેના વડે વિદ્યુત દિશાઓમા ફર્યા કરે છે

૩ આહુતિઓ વડે અશ્વનુ બધન બને છે અશ્વ ગમે ત્યા વિચરે, પરતુ અતમા તે બધન પાસે આવે છે. બધનનો તે ત્યાગ કરતો નથી. બધન એટલે વિદ્યુતની ઇશાન ખૂણામા રહેન સ્થિતિ જેમ જેમ પરિભ્રમણ આગળ વધતું જાય છે તેમ તેમ અમુક વર્ષો પછી વિદ્યુતની તાકાત ઘટતી જાય છે અને છેવટે પરિભ્રમણના અતમા, ઇશાનખૂણામા ઘણે ઉચે રહેન સ્થાનમા વિદ્યુતનો શેષ રહેન જથ્થો જઈ પડે છે, જ્યા તે એક વર્ષના સમય સુધી બધનની સ્થિતિમા રહે છે.

કંડિકા ૩ અશ્વમેધ એટલે રાષ્ટ્ર, અશ્વની રક્ષા કરનારને અતમા રાષ્ટ્ર પ્રાપ્ત થાય છે માટે રાષ્ટ્રપતિએ અશ્વમેધ કરવો,

કારણ કે જેની પાસે રાષ્ટ્ર સત્તા ન હોય તે અશ્વમેધ કરે તો તેનો નાશ થાય છે. કોઇ દુશ્મન અશ્વને કબ્જે કરે તો યજ્ઞનો ભંગ થાય છે જે અટકાવવાની ખાતરબજ્જર ધારી ૧૦૦ રાજકુમારો અશ્વની રક્ષા કરે છે, પરંતુ જો અશ્વ ગુમ થાય તો બીજો અશ્વ લાવવો, તેને પ્રોક્ષણ કરવું અને ઉપયોગમાં લેવો.

અનુવાદ—રાજન્ય એટલે સોમ, સોમ ન હોય તો વિદ્યુત પરિભ્રમણમાં પડતો નથી. ૧૦૦ ગણી તાકાત વડે ( જે તાકાત સોમ વડે રહેલી છે ) વિદ્યુત પરિભ્રમણમાં પડે છે. ૩૩ વર્ષના અંતમાં જ્યારે વિદ્યુતની તાકાત ઓછી થાય છે ત્યારે પરિભ્રમણ લગભગ બંધ પડવા માંડે છે તે વખતે શેષ રહેલા વિદ્યુતમાં, નવો ઉત્પન્ન થતો વિદ્યુત ક્રમે કરીને ઉમેરાતાં, ફરી પરિભ્રમણ ચાલુ થાય છે. અહિં બીજાં ૩૩ વર્ષનો અંત છે.

બ્રા. ૭

૧ પ્રજાપતિએ ઇચ્છા કરી 'હું અશ્વમેધ કરૂં' તેણે તપશ્ચર્યા કરી, જેને અંતે તેના શરીરમાંથી દેવો સાત રીતે બહાર આવ્યા, જેમાંથી દીક્ષા ઉદ્ભવી. તેણે વિશ્વદેવા જોયા અને વિશ્વદેવા કર્યા, જેના વડે તેણે દીક્ષા પ્રાપ્ત કરી. યજમાન રોજબરોજ દીક્ષા પ્રાપ્ત કરતો જાય છે. સાત વખત વિશ્વદેવા કરે છે કારણ કે સાત દેવ પ્રજાપતિના શરીરમાંથી બહાર આવ્યા છે.

અનુવાદ—દીક્ષા એટલે Consecration પવિત્ર થવું (બંધન) એક પરિભ્રમણના અંતમાં ઔદ્દની ૭ આહુતિઓ જેવી કે ૪ ઔદ્દગ્રભણાનિ ( ઉંચે ચડવાવાળી ) ૩ વિશ્વદેવાનિ ( કંડિકા ૪ બ્રા. ૭ ) એટલે કે ૩૩ વર્ષના અંતમાં રહેલ છેલ્લા વર્ષના પાછળના ૭ માસમાં વિદ્યુત વપરાઇ જતાં, વિદ્યુતની હલન ચલનની ક્રિયા બંધ પડે છે અને ત્યાર પછીના પ્રથમ વર્ષના ૭ માસ દરમ્યાન,

રોજબરોજનો નવો ઉત્પન્ન થતો વિદ્યુત ભેગ રહેન વિદ્યુતમા ક્રમે કરીને ઉમેરાન નહિ ત્યા સુધી પરિભ્રમણનો ક્રિયા બધ પડે છે.

૨ દીક્ષા ક્ષમાપવામા આવે તો પ્રાણ અપાનનો નાશ થાય છે, એટલે દીક્ષા એજ પ્રાણ અપાન છે, ત્રણ ભાગમા વ્હેચાયેના દેવોને ભાગ આપવામા આવે છે લોક ત્રણ છે એ રીતે ત્રણ લોકમા ઋદ્ધિ અને વીર્યની સ્થાપના કરે છે

અનુવાદ—સાત માસ દરમ્યાન નવા ઉત્પન્ન થયેન અને જમા થયેન વિદ્યુતના જથ્થા વડે વર્તુલો ઉદ્ભવે છે, જેને લઇને અવાજ કર્ણગોચર થતા ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી છંદ ઉત્પન્ન થાય છે, જે ભૂ ભુવ અને સ્વ લોકમાં રહેતા તે ત્રણ લોકમા વિદ્યુતની તાકાત અને સમૃદ્ધિ રહે છે.

નોધ—ત્રણ ભાગમા વહેચાયના દેવની સખ્યા ૧૧ ની છે. જુવો ભાગ પહેલો, દેવની સખ્યા અહિ છેલ્ના ૩૩ વર્ષની શરૂઆત છે.

૩ ત્યાર પછી ૨૧ પદનો ક્ષાત્ર ઉત્પન્ન થાય છે જેને 'એક-વિંશ સ્તોત્ર' કહે છે. અનુવાદ—ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતીમા ઉત્તરોત્તર નવો ઉપન્ન થતો વિદ્યુત ઉમેરાતા અવાજની તાકાત ૨૧ પદની થાય છે.

૪ ત્રિંશ ઔદ્દ્ભ્રમણાનિ અપાય છે. ૩૦ પદનો વિરાગ બને છે અને વિરાગ એટલે સર્વ અન્ન જે પ્રાપ્ત થાય છે દરરોજ ૪ ઔદ્દ્ભ્રમણાનિ અને ૩ વિશ્વદેવાનિ અપાય છે, જે મળીને સખ્યા ૭ની થાય છે. શીર્ષની અન્દર ૭ પ્રાણ રહેલ છે અને દીક્ષા એ પ્રાણ છે. છેવટમા તાકાત અને સયુક્તતા માટે ચમસ પૂરેપૂરો ભરીને અપાય છે અનુવાદ ૨૧ પદના અવાજમા ઉત્તરોત્તર નવો ઉપન્ન થતો વિદ્યુત

કારણ કે જેનો પાસે રાષ્ટ્ર મના ન હોય તે અશ્વમેધ કરે તો તેનો નાશ થાય છે. કોઇ દુશ્મન અશ્વને કબજે કરે તો યજ્ઞનો ભંગ થાય છે જે અટકાવવાની ખાતરમખ્તર ધારી ૧૦૦ રાજ-કુમારો અશ્વની રક્ષા કરે છે, પરંતુ જો અશ્વ ગુમ થાય તો બીજો અશ્વ લાવવો, તેને પ્રોક્ષણ કરવું અને ઉપયોગમાં લેવો.

અનુવાદ—રાજન્ય એટલે સોમ, સોમ ન હોય તો વિદ્યુત પરિભ્રમણમાં પડતો નથી. ૧૦૦ ગણી તાકાત વડે (જે તાકાત સોમ વડે રહેલી છે) વિદ્યુત પરિભ્રમણમાં પડે છે. ૩૩ વર્ષના અંતમાં જ્યારે વિદ્યુતની તાકાત ઓછી થાય છે ત્યારે પરિભ્રમણ ક્રમશ બંધ પડવા માંડે છે તે વખતે શેષ રહેલા વિદ્યુતમાં, નવો ઉત્પન્ન થતો વિદ્યુત ક્રમે કરીને ઉમેરાતા, ફરી પરિભ્રમણ ચાલુ થાય છે. આદિ બીજા ૩૩ વર્ષનો અંત છે.

બ્રા. ૯

૧ પ્રજાપતિએ પ્રચ્છા કરી 'હું અશ્વમેધ કરૂં' તેણે તપશ્ચર્યા કરી, જેને અંતે તેના શરીરમાથી દેવો સાત રીતે બહાર આવ્યા, જેમાંથી દીક્ષા ઉદ્ભવી. તેણે વિશ્વદેવા જોયા અને વિશ્વદેવા કર્યા, જેના વડે તેણે દીક્ષા પ્રાપ્ત કરી.યજમાન રોજ-રોજ દીક્ષા પ્રાપ્ત કરતો જાય છે.સાત વખત વિશ્વદેવા કરે છે કારણ કે સાત દેવ પ્રજાપતિના શરીરમાથી બહાર આવ્યા છે.

અનુવાદ—દીક્ષા એટલે Consecration પવિત્ર થવું (મથન) એક પરિભ્રમણના અંતમા છેવટની ૭ આહુતિઓ જેવી કે ૪ ઔદ્ગ્રભણાનિ (ઉંચે ચડવાવાળી) ૩ વિશ્વદેવાનિ (કંડિકા ૪ બ્રા. ૭) એટલે કે ૩૩ વર્ષના અંતમાં રહેલ છેલ્લા વર્ષના પાછલા ૭ માસમાં વિદ્યુત વપરાઇ જતા, વિદ્યુતની હનન ચલનની ક્રિયા બંધ પડે છે અને ત્યાર પછીના પ્રથમ વર્ષના ૭ માસ દરમ્યાન,

રોજબરોજનો નવો ઉત્પન્ન થતો વિદ્યુત શેષ રહેલ વિદ્યુતમાં ક્રમે કરીને ઉમેરાતા નહિ ત્યાં સુધી પરિભ્રમણનો ક્રિયા બંધ પડે છે.

૨ દીક્ષા લંબાવવામાં આવે તો પ્રાણ અપાનનો નાશ થાય છે, એટલે દીક્ષા એજ પ્રાણ અપાન છે, ત્રણ ભાગમાં વહેંચાયેલા દેવોને ભાગ આપવામાં આવે છે. લોક ત્રણ છે એ રીતે ત્રણ લોકમાં ઋદ્ધિ અને વીર્યની સ્થાપના કરે છે.

અનુવાદ–સાત માસ દરમ્યાન નવા ઉત્પન્ન થયેલ અને જમા થયેલ વિદ્યુતના જથ્થા વડે વર્તુલો ઉદ્ભવે છે, જેને લઇને અવાજ કર્ણગોચર થતાં ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી છંદ ઉત્પન્ન થાય છે, જે ભૂ: ભુવ: અને સ્વ:લોકમાં રહેતાં તે ત્રણ લોકમાં વિદ્યુતની તાકાત અને સમૃદ્ધિ રહે છે.

નોંધ–ત્રણ ભાગમાં વહેંચાયલા દેવની સંખ્યા ૧૧ ની છે. જુવો ભાગ પહેલો, દેવની સંખ્યા. અહિં છેલ્લાં ૩૩ વર્ષની શરૂઆત છે.

૩ ત્યાર પછી ૨૧ પદનો ક્ષાત્ર ઉત્પન્ન થાય છે. જેને 'એકવિંશ સ્તોત્ર' કહે છે. અનુવાદ–ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતીમાં ઉત્તરોત્તર નવો ઉત્પન્ન થતો વિદ્યુત ઉમેરાતાં અવાજની તાકાત ૨૧ પદની થાય છે.

૪ ત્રિંશ ઔદ્ભ્રમણાનિ અપાય છે. ૩૦ પદનો વિરાગ અને છે અને વિરાગ એટલે સર્વ અન્ન જે પ્રાપ્ત થાય છે. દરરોજ ૪ ઔદ્ભ્રમણાનિ અને ૩ વિશ્વદેવાનિ અપાય છે, જે મળીને સંખ્યા ૭ની થાય છે. શીર્ષની અંદર ૭ પ્રાણ રહેલ છે અને દીક્ષા એ પ્રાણ છે. છેવટમા તાકાત અને સંયુક્તતા માટે ચમસ પૂરેપૂરો ભરીને અપાય છે. અનુવાદ: ૨૧ પદના અવાજમાં ઉત્તરોત્તર નવો ઉત્પન્ન થતો વિદ્યુત

ઉમેરાનાં અવાજની તાકાત ૩૦ પદ સુધી જાય છે, જે પદ છેલ્લી કક્ષાનું છે. ત્યાર પછી ક્રમે કરીને અવાજની તાકાત ઘટતાં, સાત પ્રાણ એટલે વિદ્યુતની સાત પ્રકારની ગતિ નબળી પડતાં તે શીર્ષમાં એટલે આહવનીયમાં એટલે કે ઇશાન ખૂણામાં રહેલ સ્થાનમાં સમાઇ જાય છે, જ્યાં વિદ્યુતની સ્થિતિ દીક્ષા જેવી રહે છે. જ્યાં અગ્નિ સોમનું પુનઃ એક-મેકપણું થાય છે.

બ્રા. ૮

૮ પ્રજાપતિએ અશ્વમેધ કર્યો જેને લઇને ઋક્ અને સામવેદની ઋચાઓ ઘટી ગઇ. અનુવાદઃ એ પ્રમાણે અશ્વમેધ એટલે વધારાનો વિદ્યુતનો જથ્થો વપરાઇ જતાં, ઝગકારો અને ગર્જનાની તાકાત ઘટી જાય છે.

વિશ્વદેવાએ અશ્વમેધને ઉત્તર દિશામાં ઊંચે રાખ્યો એટલે વિદ્યુતનો શેષ રહેલ જથ્થો ઉત્તરાદશામાં ઊંચેના સ્થાનમાં રહે છે.

૨ પ્રજાપતિ ક સ્વાહા

૩ પ્રજાપતિ માનસ સ્વાહા

૪ અદિતિ સ્વાહા

૫ સરસ્વતિ સ્વાહા

૬ પુશાન સ્વાહા

૭ ત્વષ્ટા સ્વાહા

૮ વિષ્ણુ સ્વાહા

અનુવાદ: આઠ પ્રકારનાં વિદ્યુતનાં રૂપ ક્રમે કરીને વિરમે છે.

નોંધ—અહિં છેલ્લાં ૩૩ વર્ષ પૂર્ણ થાય છે.

બ્રા. ૯

૧ બ્રહ્મા તરીકે કામ કરે તેવો તેજસ્વી બ્રાહ્મણ ઉત્પન્ન થાઓ. (અગ્નિ)

૨ ક્ષાત્રમાં રાજન્ય ઉત્પન્ન થાઓ, જે વફાદાર હોય, ધનુષ્યવિદ્યામાં નિપુણ હોય, રથી હોય (સોમ).

૪ કામધેનુ હો (ગર્જના)

૪ તાકાત વાળો બળદ હો.

૫ ઝડપથી દોડનાર અશ્વ હો.

૬ માનીતી સ્ત્રી હો.

૭ વિજયવંત રાજન્ય હો.

૮ પુત્રક હો.

૯ યજમાનને ઘેર શૂરવીર પુત્રનો જન્મ હો.

૧૦ અમારી ઇચ્છા પ્રમાણે પરજન્ય હો.

**નોંધ**—અહિં એકસોમા વર્ષનું વર્ણન છે જે દરમ્યાન વિદ્યુતમાં ૧૦ રૂપ બીજ રૂપે રહેલ છે.

અનુવાદ–પરિભ્રમણની શરૂઆતથી અંત સુધીમાં, વિદ્યુતનાં ઉપરોક્ત ૧૦ રૂપ ક્રમે કરીને ઉદ્દભવે છે.

આ વિધાનને મળતું વિધાન કાંડ ૫ અ ૩ બ્રા. ૧ કંડિકા ૧૩માં રહેલું છે.

નોંધ—કાંડ ૧૩ અધ્યાય ૧મા ૧૦૦ વર્ષ દરમ્યાન જુદી જુદી દિશાઓમાં.પરિભ્રમણમાં પડતા વિદ્યુતનું વર્ણન છે જ્યારે અધ્યાય ૨માં ૧૦૦ વર્ષ દરમ્યાન રહેલ ગર્જનાનું વર્ણન છે.

અધ્યાય ૧ સંપૂર્ણ.

## અધ્યાય ૨

### બ્રા. ૧

૧ પ્રજાપતિએ યજ્ઞને દેવોને સોંપ્યો પરંતુ અશ્વમેધ પોતા વાસ્તે રાખ્યો. દેવોએ કહ્યું: 'અશ્વમેધ એ પણ યજ્ઞ છે, માટે તેમાં અમોને ભાગ મળવો જોઇએ.' પ્રજાપતિએ તેમને માટે અન્નહોમ યોજ્યો, જેના વડે તે દેવોને સંતોષે છે.

નોંધ—અન્ન એટલે ગર્જના. पशवो वै देवानामन्नम् पशवो दै देवीनाम् छन्दांसि. અન્ન એટલે પશુ અને પશુ એટલે ગર્જના.

૨ ઘૃતની આહુતિ આપે છે. ઘૃત અગ્નિના સ્વભાવવાળું હોઈ, અશ્વમાં તે અગ્નિનો સ્વભાવ દાખલ કરે છે. ઘૃત દેવોને પ્રિય છે.

૩ સતુ વડે હોમ કરે છે. સતુ દેવોનું રૂપ હોઇ તેના વડે તે દેવોને સંતોષે છે.

૪ અનાજ વડે હોમ કરે છે; અનાજ અહોરાત્રનું પ્રતિક છે.

૫ તળેલા અનાજ વડે હોમ કરે છે. તળેલુ અનાજ નક્ષત્રોનુ પ્રતિક છે. હોમ કરતી વખતે ઉચ્ચાર કરે છેઃ 'પ્રાણાય સ્વાહા, અપાનાય સ્વાહા, એકસ્મૈ સ્વાહા, દ્વાભ્યાં સ્વાહા, શતાય સ્વાહા, એક શતાય સ્વાહા.'

અનુવાદ: અહીં ૩૩ વર્ષ દરમ્યાન રહેવા, પ્રથમ ૭૬ સંબધેનું વર્ણન છે. અન્નહોમ, અન્ન એટલે ગર્જના.

૬ જેમ ઊંચે ચડે છે તેમ અધઃપતન પણ થાય છે. ૧૦૧ ઉપર જતો નથી. આહુતિઓ ૧૦૧ અપાય છે, કારણ કે મનુષ્ય જીવન ૧૦૧ વર્ષનું છે. વ્યુષ્ટૈ સ્વાહા, સ્વર્ગાય સ્વાહા, અહોરાત્ર્ય સ્વાહા.

અનુવાદ—૧૦૧ આહુતિઓ એટલે ૧૦૧ માસ દરમ્યાન ઉત્પન્ન થયેલ રેડીઓ એક્ટીવિટી.

પ્રથમ ૧૧ વર્ષના પરિભ્રમણના અંતમાં વિદ્યુત આકાશમાં ઉંચે ચડે છે અને ત્યાર પછી વિદ્યુતની ગતી નીચે આવવાની થતાં, બીજાં ૧૧ વર્ષનું પરિભ્રમણ શરૂ થાય છે.

બ્રા. ૨

૧ અશ્વમેધ એ યજ્ઞોમાં રાજન્ય છે (અહિં માધ્યાન્દન એટલે પ્રથમ ૩૩ વર્ષના સમયના વચગાળાનાં ૧૧ વર્ષ રહેલ હોઇ, રાજન્ય એટલે સોમ વિશેષ પ્રમાણમાં રહેલ છે). સાથોસાથ અશ્વમેધ એ યજમાન પણ છે. યજ્ઞ છે એ યજમાન છે (યજ્ઞો વૈ સંવત્સરઃ સંવત્સરો પ્રજાપતિ અને પ્રજાપતિ એ યજમાન છે). ઋત્વિજ જ્યારે અશ્વના શરીર સાથે પશુઓ બાંધે છે ત્યારે તે યજ્ઞ વખતે યજ્ઞનો કબજો મેળવે છે.

૨ મધ્યમાં રહેલ યુપઃ સાથે, અશ્વ, શિંગડાં વગરનો અજ અને ગોમૃગ બંધાય છે. યુવોહિવજ્ર એક વર્ષ દરમ્યાન રહેલ વિજળીનો જથ્થો.

અનુવાદ—કાંડ ૧૩ અ ૫ બ્રા ૧ કંડિકા ૧૩ આનીજ મતલબની છે. અહિં મધ્યમાં રહેલ યુપ એટલે પ્રથમ ૧૧ વર્ષના અંતમાં અને બીજાં ૧૧ વર્ષની શરૂઆતમાં રહેલ સમયનો ઉલ્લેખ છે જે સમયે વિદ્યુતમાં રહેલ ક્રિયાને ઉદ્દેશીને પશુઓના નામ લખાયેલ છે, જેમકે અશ્વ એટલે ગતિમાન વિદ્યુત.

શિંગડા વગરનો અજ એટલે વિદ્યુત જેમાં ચમકારો દૃષ્ટિ-ગોચર નથી તે.

ગોમૃગ એટલે ગર્જનાને શોધતો વિદ્યુત (ગો=ગર્જના મૃગ એટલે શોધખોળ કરતો) એટલે કે ગર્જનાનું બીજ અહિં છે પરંતુ તે કર્ણગોચર થતો નથી.

૩ કાળી ગર્દનવાળો અજ અગ્નિ માટે, અશ્વના લલાટે બંધાય છે.

૪ સરસ્વતિ માટે અશ્વના જડબા નીચે ઘેટી બંધાય છે.

૫ અશ્વિનો માટે અશ્વના આગના પગે ( પૂર્વદિશા ) બે અજ બાધવામાં આવે છે જેનાં પેટાળ કાળાં છે.

૬ સોમ અને પુશાન માટે ( દક્ષિણ દિશા ) કાળો ભૂરો અજ અશ્વની નાભિએ બાધવામાં આવે છે.

૭ સૂર્ય અને યમ માટે એક બાજુ ધોળો અને બીજી બાજુ કાળો એવા બે અજ બે પડખે બાંધવામા આવે છે. ( નૈઋત્ય મૂળ ! )

નોંધ—સૂર્ય એટલે અગ્નિ અને યમ એટલે સોમ.

૮ ત્વષ્ટ્ર માટે પાછલા પગે ( પશ્ચિમ દિશા ) બે પશુ બાંધવામાં આવે છે જેની જાંઘ વાળથી ભરેલી છે. (વર્તુલો જોરદાર રહે છે).

૯ વાયુ માટે અશ્વને પુંછડે [ઉત્તરદિશા] ધોળા રંગનું પશુ બંધાય છે, જેના વડે ઉંચે ચડાય છે. ઇંદ્ર માટે ગર્ભ કાઢી નાખતી ગાય [સોમ રહિત છંદ] તથા વિષ્ણુ માટે ઠીંગણી ગાય [મૃદુ છંદ] બાંધવામાં આવે છે.

૧૦ પર્યંગ પશુઓની સંખ્યા આ પ્રમાણે ૧૫ ની થાય છે, વજ્ર ૧૫ નું બનેલું છે, વજ્ર છું એ વીર્ય છે.

૧૧ બીજા દરેક યુપ સાથે પર્યંગ પશુઓ ૧૫ બાંધવામાં આવે છે; પરંતુ વચલા યુપે ૧૭ પર્યંગ પશુઓ બાંધવામાં આવે છે.

૧૩ બૃહદ્ ઉકથ્ય વડે તેઓને શાંત કરો. સમુદ્રના પુત્ર વામદેવ અગર અશ્વના પુત્ર બૃહદ્ ઉકથ્યે આ અત્રી મંત્રો પેખ્યા. બૃહદ્ ઉકથ્ય એટલે ૩૬ પદનો બૃહતી છંદ જે વડે. સોમ વાતાવરણમાંથી ઊડી ઊંચે ચડે છે. સમર્થન કાંડ ૧૩ અ ૫ બ્રા. ૪ કંડિકા ૨૮ યજમાન બૃહતી વડે પોતાનું સ્થાન સ્વર્ગલોકમાં પ્રાપ્ત કરે છે.

૧૪ જમદગ્ન મંત્ર વડે તેને શાંત કરો કારણ કે જમદગ્નિ એ પ્રજાપતિ છે અને અશ્વમેધ એ પણ પ્રજાપતિ છે. કાંડ ૮ અ ૧ બ્રા. ૨ કંડિકા ૩ જમદગ્નિ એ ચક્ષુ છે=સોમ.

૧૫ પર્યંગ પશુઓ માટે આજ્ય અને અનુવાકય અલગ અલગ કરે છે; તેણે તેમ ન કરવું જોઈએ કારણ કે અશ્વ એ ક્ષાત્ર છે અને બીજા પશુઓ વૈશ્ય છે. આમ કરવાથી વૈશ્ય, ક્ષાત્રની બરોબરીનો બને છે, જેથી યજમાનનું આયુષ્ય ઓછું થાય છે, માટે અશ્વ એકજ પ્રજાપતિ માટે છે અને બીજા પશુઓ દેવોના ભાગે જાય છે. આ રીતે વૈશ્ય, ક્ષાત્રની સરદારી હેઠળ છે.

અનુવાદ—પુરૂષ યજ્ઞના શરીરના જુદા જુદા ભાગની સપાટીએ રહેલ વિદ્યુત જુદી જુદી તાકાતનો રહેલ છે. બાહુપાસે ક્ષાત્ર, નાભિ પાસે વૈશ્ય; ક્ષાત્ર જાતનો વિદ્યુત વપરાઈ જતાં, નાભિએ રહેલ વૈશ્ય જાતિનો વિદ્યુત બાહુની સપાટીએ ચડતાં તે ક્ષાત્ર બને છે.

આજ્ય=Fore offering, i. e. flash. અનુવાકય=after offering i. e. Sound. અહિં વિદ્યુતની અંદર રહેલ ઝબકારાના અણુઓ (Electrons) અવાજના અણુઓ Protons)થી જુદાં પડે છે.

૧૬ અશ્વને શાંત કરવાનું હથિયાર સુવર્ણનું બનેલું છે. પર્યંગો માટે ત્રાંબાનું અને અન્ય પશુઓ માટે લોહનું. અનુવાદ— અશ્વ સ્વઃલોકમાં શાંત થાય છે, પર્યંગો ભુવઃલોકમાં અને અન્ય પશુઓ ભૂલોકમાં.

૧૭ અશ્વ એ ક્ષાત્ર છે; સુવર્ણ ક્ષાત્રનું પ્રતિક છે; એ રીતે ક્ષાત્રમાં ક્ષાત્ર મળી જાય છે.

અનુવાદ—ક્ષાત્ર એટલે પુરૂષ પદ્મના બાહુની સપાટીએ એટલે કે ભુવઃલોકમાં રહેલ વિદ્યુત.

૧૮ રાજન્ય પાસે જેવી રીતે સૂત અને ગામ પટેલ હોય છે તેમ અશ્વ પાસે પર્યંગ પશુઓ રહેલાં છે. સૂત અને ગામ પટેલ પાસે જેમ ત્રાંબાનું ખડ્ગ નિર્માણ થયેલ છે તેમ પર્યંગ પશુઓ માટે ત્રાંબાનું ખડ્ગ નિર્માણ થયેલ છે.

બીજાં પશુઓ વૈશ્ય સમાન હોઈ તેમને માટે લોહનું ખડ્ગ નિર્માણ થયેલ છે.

૧૯ આહવનીયની ઉત્તરે ચીયાના સાદડી ઉપર અશ્વના માંસના ટુકડા કરવામા આવે છે, કારણ કે ૧ અશ્વ અનુષ્ટુપ છંદના સ્વભાવનો છે, તેમજ ઉત્તર દિશા એ અનુષ્ટુપની દિશા છે. ૨ અશ્વ જળમાંથી ઉત્પન્ન થયેલ છે તેવી રીતે ચીયા જળમાથી ઉત્પન્ન થયેલ છે.

નોંધ—આવીજ મતલબની કંડિકા ૩ કાંડ ૧૩ અ ૩ બ્રા ૧ માં રહેલી છે.

અનુવાદ—આહં ગર્જના ૪ પદનો રહેલ છે. ચીયા એટલે ઘાસ એટલે પ્રાણ ઉદાનના ક્રિયા

બ્રા. ૩

૧ 'પવમાન' એ સ્વર્ગ છે એવું જ્ઞાન દેવોને અશ્વમેધ વખતે ન હતું, અશ્વને હતું. અશ્વમેધ વખતે 'સ્તોત્ર માટે

દેવો અશ્વની પછવાડે ચાલે છે ત્યારે તેઓ સ્વર્ગે જાય છે કારણ કે સ્વર્ગે જવાનું જ્ઞાન મનુષ્યને હોતું નથી; અશ્વને હોય છે માટે અશ્વનુ પૂછડું પકડીને દેવો સ્વર્ગે જાય છે.

નોધ—પવમાન સ્તોત્ર એ મુહનિ છે કાડ ૧૩ અ ૫ બ્રા ૧ ક ૧૬

૨ અહિ ઉદ્દગાતો, ઉદ્દગીથનુ ગાન કરે છે. ઉદ્દગાત્રોને પણ ખબર હોતી નથી કે તે સાચે રસ્તે જાય છે કે ખોટે રસ્તે જાય છે. ઉદ્દગાત્રોને બદલે જો અશ્વ ઉદ્દગીત કરે તો જાણવુ કે તે સાચે રસ્તે જાય છે કારણ કે અશ્વને તે પ્રદેશનું જ્ઞાન છે. અશ્વ સાચે રસ્તે યજમાનને સ્વર્ગે લઈ જાય છે અશ્વ હિનો ઉચ્ચાર કરે છે, જે ઉદ્દગીત છે, સામવેદનું અંગ છે ખીચે બાંધેલ ઘોડીઓ અશ્વને હિનહણતા હણહણાટ કરે છે ઋત્વિજોને દક્ષિણામા ૧૦ ઘડીભાર સુવર્ણ અપાય છે અનુવાદ—આહ પ્રથમ ૩૩ વર્ષના સમયનો અંત છે ઉદ્દગીત એટલે મૃદુ ગર્જના જે ઉત્તર દિશામા રહેલ છે, તે જ પવમાન સ્તોત્ર છે. ખીચે બાંધેલ ઘોડીઓ=ખીનો એટલે ઇશાન ખુણ—જ્યા વિદ્યુતના ગતિ નહિ જેવી છે ત્યા રહેલ અગ્નિ. ઇશાન ખુણામા મૃદુ ગર્જના થાય છે.

નોધ—ઉદ્દગાત્રો (ઉદ્દગ્ર ઉંચે ચડતુ) ઉત્તર દિશામા ગર્જના થાય છે જેની ગતિ ઉંચે ચડવાની છે.

બ્રા ૪

૧ પ્રજાપતિએ ઇચ્છા કરી 'હુ ભૂ અને સ્વઃલોક પ્રાપ્ત કરૂં' અને તે મનોકામના પૂર્ણ કરવા માટે તેણે પાળેલા પશુઓ અને જંગલના જાનવરો પેખ્યા જેનો તેણે કબજો

લીધો અને તે વડે તેણે બન્ને લોક પ્રાપ્ત કર્યા: પાળેલાં પશુ વડે ભૂઃલોક અને જંગલી જાનવરો વડે તેણે સ્વઃલોક પ્રાપ્ત કર્યાં કારણ કે ભૂઃલોકમાં મનુષ્યો છે અને સ્વઃલોકમાં દેવો વસે છે.

નોંધ—અહિંથી બીજાં ૩૩ વર્ષ શરૂ થાય છે જે દરમ્યાન ગર્જના, આખા મેઘ દરમ્યાન રહેલ ગર્જના કરતાં વિશેષ જોરદાર રહેલ છે.

૨ પાળેલ પશુઓ વડે યજ્ઞ કરે તો એ ગામના ગીમાડા એક બીજાને અડીને રહે અને તેમ અને તો જંગલો રહે નહિ. વાઘ વરૂ રહે નહિ અને જો જંગલી પશુઓ વડે યજ્ઞ કરે તો એ ગામના ગીમાડા જુદા પડે, જંગલો રહે અને વાઘવરૂ પણ રહે.

૩ આ સંબંધે કહેવાય છે કે જંગલી પશુ એ પશુ નથી, માટે તેની આહુતિ અપાય નહિ અને જો તે વડે યજ્ઞ કરવામાં આવે તો યજમાનનું મૃત્યુ ટુંક મુદતમાં થાય અને યજમાનનું શબ જંગલમાં ઘસડાઈ જાય અને જો જંગલી પશુ વડે યજ્ઞ કરે તો યજ્ઞના નિયમનો ભંગ થાય છે. માટે જંગલી પશુની આસપાસ અગ્નિ ફેરવી તેને છુટું મુકી દેવામાં આવે છે. જેથી તેમના વડે તેણે યજ્ઞ કર્યો કહેવાય અને યજમાનનો મૃતદેહ જંગલમાં જતો અટકી જાય તેમજ યજ્ઞના નિયમનો ભંગ ન પણ કર્યો કહેવાય.

અનુવાદ—પાળેલ પશુઓ જેવાં કે ઘેટી, બકરો, ગાય, અશ્વ વગેરે એટલે કે અગ્નિ, સોમ, મૃદુ છંદ વગેરે.

જંગલી પશુઓ એટલે સિંહ, વાઘ, વરૂ વગેરે જેની ગર્જના જોરદાર હોય છે એટલે કે જોરદાર ગર્જના જેને સ્તનય કહેવામાં આવે છે.

૪ માટે પાછેન પશુઓ વડે તે યજ્ઞ કરે છે. પિતા (ગત પરિભ્રમણ દરમ્યાન રહેલ વિદ્યુત ) અને પુત્ર ( ચાલુ પરિભ્રમણમા રહેલ વિદ્યુત ) એક બીજાથી જુદા પડે છે, એક રસ્તો પૂર્ણ થતા, બીજો રસ્તો શરૂ થાય છે એ ગામના સીમાડા એકમેકને અડીને રહે છે અને વાયરૂ જગતમા રહે છે.

નોધ–અહિ વચના ૩૩ વર્ષનો અત છે

બ્રા ૫

૧ પ્રજાપતિએ અશ્વમેધ કર્યો જેમ યના અશ્વમેધ તેની પાસેથી ગયો જે પક્તિ બની સવત્સરમા દાખલ થયો પક્તિઓ પખવાડિયા બની પર્યગ પશુઓ વડે પ્રજાપતિ તેની પછવાડે ગયો જેના વડે તેણે અશ્વમેધને હાથ કર્યો. માટે પર્યગ પશુઓ એ પખવાડીયાનુ પ્રતિક છે

નોધ–અહિથી છેલ્ના ૩૩ વર્ષનો સમય શરૂ થાય છે

૨ આ સમયે કહેવાય છે કે 'ચાતુર્માસ' યજ્ઞ કર્યો સિવાય, સવત્સર યજ્ઞ કર્યો વડે, સવત્સર પ્રાપ્ત થતો નથી ચાતુર્માસ યજ્ઞ એજ સવત્સર છે જેને માટે ચાતુર્માસ યજ્ઞ માટેના પશુઓ લેવામા આવે છે અગ્યાર યુપે આ પશુઓ બધાય છે જેના સિવાય જે કોઇ સવત્સર યજ્ઞ કરે છે તેના પશુઓ, પુત્ર પુત્રાદિકનો નાશ થાય છે અને તે સ્વર્ગે જઇ શકતો નથી.અગ્યાર યુપ વડે જ સ્વર્ગે જવાય છે આના બીજા બે યુપના જથ્થા વડે ( ૧૧, ૧૧, ની સખ્યાનો એક ) તે નિશક સ્વર્ગે જાય છે અને તેના પુત્રપુત્રાદિનો નાશ થતો નથી

અનુવાદ– અહિ છેલ્ના ૩૩ વર્ષના પરિભ્રમણનો શરૂઆત છે ચાતુર્માસ યજ્ઞ એટલે છેલ્ના ૩૩ વર્ષ દરમ્યાન રહેલ વિદ્યુતની ક્રિયા સમર્થન–કાડ ૧૩ અ ૫ બ્રા ૧ કંડિકા

. ૧૩-૧૪, ચાતુર્માસ્ય આહુતિ વાળા ૨૧ દેવો માટે ૨૧ પશુઓ લેવામાં આવે છે. ચાતુર્માસના જેટલા દેવ છે તેમા સર્વ દેવનો સમાવેશ થઇ જાય છે.

નોધ-૩૩ વર્ષ દરમ્યાન રહેત દેવની સખ્યા ૧૧ ની રહેત છે,

૩ પ્રજાપતિએ વિરાજ ઉત્પન્ન કર્યો જે ઉત્પન્ન થતાંની સાથે અશ્વમાં દાખલ થયો, જેનો યજ્ઞમા ઉપયોગ થાય છે. પ્રજાપતિ ૧૦ પશુઓની ટોળી વડે તેની પછવાડે ગયો. તેનો પત્તો મેળવ્યો, જે વડે તેણે તેનો કબજો લીધો. જ્યારે તે ૧૧ પશુઓનો કબજો લે છે ત્યારે યજમાન વિરાજનો કબજો લે છે તે ૧૦૦ પશુઓનો કબજો લે છે કારણ કે મનુષ્યની જીંદગી ૧૦૦ વર્ષની છે અને તેને ૧૦૦ ગણુ વીર્ય છે.

૪ અગ્યાર દસકા (૧૧x૧૦)નો તે કબજો લે છે, કારણ કે ત્રિષ્ટુભ ૧૧ પદનો છે. અશ્વમેધ પૂર્ણ કરવા માટે આ સર્વ વિરાજ વૈસ્વદેવા માટે છે, કારણ કે અશ્વ, વૈસ્વદેવા માટે નિર્માણ થયેલ છે. આ યુપો નાના કદના હોય છે તેમજઅમુક રૂપના હોય છે કારણ કે પશુઓ નાના કદના તથા અમુક રૂપના રહેના છે.

અનુવાદ–વિરાજ એટલે ૧૦. એક દિશામા ૧૦૦૦ દિવસના સમય સુધી વિદ્યુત રહે છે જે દરમ્યાન વિદ્યુત ૧૦ વખત ચડ ઉતર કરે છે. સમર્થન કાંડ ૨ અ ૫ બ્રા ૨ કંડિકાઓ ૭-૮-૯-૧૦ અગ્યાર દસકા એટલે ૩૦ વર્ષ અને ૨૦ દિવસ જે દરમ્યાન વિદ્યુત ઓછી તાકાતનો તથા જુદી જુદી તાકાતનો રહેલો છે. બાકી રહેના ૨ વર્ષ અને ૩૪૦ દિવસમાં રહેત વિદ્યુતને વિસ્વદેવાના નામથી સંબોધેલ છે.

બ્રા. ૬

૧ અશ્વને રથ સાથે જોડવામાં આવે છે. અશ્વ લાલ રંગનો છે જે દિશાઓમાં ફરે છે.

૨ આ સંબંધે કહેવાય છે કે પશુઓ જો વેદિ બહાર જાય તો યજ્ઞ ઉપરનો કાબુ જાય છે માટે તેને કહેવા દો " ગુણ ગાન કરનાર, અશ્વને તે રસ્તેથી અમો તરફ આવવા દો, " ગુણગાન કરનાર વાયુ છે. યજમાન માટે વાયુને સામી બાજુ રાખવામાં આવે છે, જેથી કરીને અશ્વ, વેદિ બહાર જાય નહિ.

અનુવાદ: અહિં સુધી હવામાનમાં વર્તુલો રહ્યાં છે, જેના વડે વિદ્યુત પરિભ્રમણમાં ફર્યા કરે છે.

૩ અશ્વમેધ કરનારમાંથી તેજ, તાકાત, પશુઓ અને સંપત્તિ ચાલ્યાં જાય છે.

૪ અશ્વને જોડયા પડેલાં માનીતી રાણી અશ્વના આગલા ભાગને (પૂર્વ દિશા) મર્દન કરે છે અને કહે છે "વસુઓ તને ગાયત્રી છંદ વડે માલીસ કરો' ઘૃત એ તેજ છે અને ગાયત્રી પણ તેજ છે. એ રીતે અશ્વમા બેવડું તેજ દાખલ થાય છે.

૫ રાજાની બીજી રાણી અશ્વના વચના ભાગને (દક્ષિણ દિશામાં રહેલ વિદ્યુત) માલીમ કરે છે, અને કહે છે. "રૂદ્રો તને ત્રિષ્ટુભ વડે મર્દન કરો" અશ્વ એ તેજ છે, ત્રિષ્ટુભ તાકાત છે, એ રીતે અશ્વમા તાકાત ઉમેરાય છે.

અનુવાદ—અહિં દક્ષિણ દિશામાં વિદ્યુત આવે છે જેમાં તાકાત વધતા ૧૧ પદનો ત્રિષ્ટુભ સંભળાય છે.

૬ અણમાનીતી રાણી (પશ્ચિમદિશા) અશ્વના પાછળા ભાગને માલીસ કરે છે અને કહે છે કે 'આદિત્યો તને જગતી છંદ વડે માલીસ કરો.' અશ્વ એ તેજ છે, જગતી એ પશુઓ છે. અશ્વમાં પશુઓ દાખલ થાય છે.

અનુવાદ—પશ્ચિમ દિશામાં વિદ્યુતનું આવવું થતાં, ૧૨ પદનો જગતી સંભળાય છે.

૭ પત્નીઓ માલીસ કરે છે. ઝાઝી પત્નીઓવાળો પુરુષ સમૃદ્ધિવાન દેખાય છે. એ રીતે અશ્વમાં સમૃદ્ધિ દાખલ થાય છે.

અનુવાદ—અહિં ઉત્તરદિશા, તથા સર્વ દિશાઓનું વર્ણન છે.

૮ હોમ કરવા પહેલાં જેમ હવિષ કંઈક ઓછું થાય છે તેમ પશુઓનો અમુક ભાગ અહિં ઓછો થાય છે (૧૧,૧૧ વર્ષના બે પરિભ્રમણ અહિં પુરા થતાં, વિદ્યુતની તાકાત ઘટે છે) અશ્વના પુછના વાળ ભીના થતાં ખરી પડે છે. પત્નીઓ અશ્વના કેશવાળી તથા પૂંછના વાળમાં મોતી (Oblation of drops) પરોવે છે. વાળ સુવર્ણના છે. એ દરેક ભાગના વાળમાં ૧૦૧ મોતી પરોવે છે કારણ કે મનુષ્યની જીંદગી ૧૦૦ વર્ષની છે અને પોતે ૧૦૧ મો ભાગ છે. મોતી પરોવતી વખતે ભૂ: ભુવ: સ્વ: નો ઉચ્ચાર કરે છે. જેના વડે તે પ્રજાપતિને સંબોધે છે, કારણ કે અશ્વ પ્રજાપતિ માટે નિર્માણ થયેલ છે. સતુવડે, અગર તળેલ અનાજ વડે અગર અન્ન વડે અગર ગામમાંથી આવતા ખોરાક વડે તેમ કરવામાં આવે છે (અ. ૨ બ્રા ૧ કંડિકા ૨–૩–૪–૫ માં આ ક્રિયાનો સમાવેશ છે). એટલે કે સૈકાના પ્રથમ ૧૧ વર્ષ દરમ્યાન અનાજની જેટલી તાકાત હતી તેટલી તાકાત સૈકાના છેલ્લાં ૧૧ વર્ષ દરમ્યાન રહેલ છે.

અનુવાદ—છેલ્લાં ૩૩ વર્ષના વચલા ૨૨ વર્ષનો અંત થઇ છેલ્લાં ૧૧ વર્ષની અહિં શરૂઆત થાય છે, જે દરમ્યાન સોમનો જથ્થો ટીપે ટીપે રહેલો છે.

૯ જે કોઈ અશ્વમેધ કરે છે તેનામાંથી તેજ અને ઓજસ્ ઓછા થાય છે હોતાર અને બ્રહ્મા શાસ્ત્રાર્થ કરે છે કારણ કે હોતાર એ અગ્નિ છે અને બ્રહ્માએ બૃહસ્પતિ છે, જેના વડે તેજ અને ઓજસ ફરીને દાખલ થાય છે વચમા યૂપને વચમા રાખીને તેઓ બેસે છે કારણ કે યૂપ એ યજમાન છે અનુવાદ-સ્વયનો યુપ એટલે અહિ ઉદ્દેના ૩૩ વર્ષ માહેના ૨૧ વષના અતમા તથા છેલ્ના ૧૧ વર્ષના શરૂઆત વચ્ચે રહેલ સમય

બ્રહ્મા કહે છે—એકલો કોણ ચાલે છે? જવાબ—પેલો સૂર્ય કે જે બ્રહ્મ તેજ છે બ્રહ્મા કહે છે—ફરી ફરીને જન્મ કોણ લે છે? જવાબ—ચદ્ર બ્રહ્મા-શરદી મગાડવાનો ઉપાય શુ છે? જવાબ—અગ્નિ બ્રહ્મા—સર્વથી મોટુ વાસણ કયુ છે? જવાબ—પૃથ્વી

હોતાર-શરૂઆતમા કઈ વસ્તુ ઉપસ્થિત થઇ? જવાબ-આકાશ હોતાર-સર્વથી મોટુ પક્ષી કયુ? જવાબ-અશ્વ હોતાર-પિલપિલ 'સુવાળુ' કોણ છે? જવાબ-શ્રી હોતાર-મનામી રગનુ કોણ છે? જવાબ-અહોરાત્ર

નોધ—આ પ્રકારનો સવાદ કાંડ ૧૩ અ ૫ બ્રા ૨ ના અતમા રહેલ છે

અનુવાદ—અગ્નિ અને સોમને ઉદ્દેશીને અહિ લખાયેલ છે

બ્રા ૭

૨ જ્યારે પશુઓને યૂપે બધવામા આવે છે ત્યારે અધ્વર્યુ અશ્વને પ્રોક્ષણ કરવા જળ લે છે યજમાન અધ્વર્યુની પછવાડે હોય છે ત્યારે તે સોમયાગ વખતે જે મત્રોચ્ચાર થાય છે તેનો ઉચ્ચાર કરે છે અને પછી અશ્વમેધ શરૂ થાય છે

૨ પકવેલ અનાજ વડે વાયુ તનેજાક્ષિસ આપો. વાયુ અનાજને રાધે છે. કાળી ડોકવાળો અજ તને આપો.

૩ ન્યગ્રોધ તને ગૃહો પુરાં પાડો

૪ શાલ્મલિ ( રેશમનાં કપડાનું વૃક્ષ ) વૃદ્ધિ પામો.

૫ રથ માટે અશ્વ.

૬ તેના ચાર પગ વડે તે અહિં આવ્યો છે.

૭ જેનામાં કાળો ડાઘ ન હોય તેવા બ્રાહ્મણને અમો નમન કરીએ છીએ.

૮ રથને દોરડી વડે શણગારેલ છે.

૯ અશ્વને ગાત્રવડે શણગારેલ છે.

૧૦ જળમાંથી ઉત્પન્ન થયેલ, જળવડે શણગારાયેલ છે.

૧૧ હે વાજી, તારા શરીરને તૈયાર કર. આહુતિ આપ, આનંદ પામ. તું જે યશ પ્રાપ્ત કરે છે તે યશ બીજી વ્યકિત પ્રાપ્ત કરી શકતી નથી.

૧૨ અહિં તારૂં મૃત્યુ ન થાઓ, તેમ તને હાનિ ન પહોંચો. દેવો તરફ તું સુખદ રસ્તે થઇને જાય છે. જ્યાં પવિત્ર લોકોનો વાસ છે, જે જગોએ દેવો ગયા છે તે જગોએ સવિતા દેવ તને દોરશે. પ્રજાપતિ માટે નિર્માણ થયેલ એવો તું, તેને હું પ્રોક્ષણ કરું છું.

૧૩ અગ્નિ પશુ હતો જેના વડે તેઓએ યજ્ઞ કર્યો અને જે લોકમાં અગ્નિ રાજા કરે છે તે લોક તેણે પ્રાપ્ત કર્યો. તે લોકમાં તારો નિવાસ થશે, તે લોક તું પ્રાપ્ત કરીશ. આ જળનું તું પાન કર.

નોંધ-ભૂઃ લોક

૧૪ વાયુ પશુ હતો જેના વડે તેણે યજ્ઞ કર્યો, જે લોકમાં વાયુ રાજ્ય કરે છે તે લોક તેણે પ્રાપ્ત કર્યો. ભુવઃ લોક.

૧૫ સૂર્ય પશુ હતો જેના વડે તેણે યજ્ઞ કર્યો, જે લોકમાં સૂર્ય રાજ્ય કરે છે તે લોક તેણે પ્રાપ્ત કર્યો. સ્વઃ લોક અશ્વને એ પ્રમાણે સંસ્કૃતિવાળો બનાવીને તેને પુનઃ પ્રોક્ષણ કરે છે અને ત્યાર પછી બીજા પશુઓનું પ્રોક્ષણ કરે છે.

અનુવાદ—પરિભ્રમણમાં ફરતા વિદ્યુતમાં રહેલ તત્ત્વો છુટાં પડવા લાગે છે, અને ક્રમે કરીને ભૂઃ ભુવઃ સ્વ માં વિદ્યુત ઊંચે ચડે છે.

બ્રા. ૮

૧ દેવોને સ્વર્ગે જવાના રસ્તાનું જ્ઞાન ન હતું, અશ્વને હતું. અશ્વની મદદ વડે જ્યારે દેવો ઉચે ચડે છે ત્યારે તેઓ સ્વર્ગે જાય છે. કપડું, તેના ઉપર મૂકવાનુ બીજું કપડું અને સુવર્ણ, અશ્વ માટે પાથરવામા આવે છે, જેના ઉપર અશ્વને સજ્ઞા રહિત કરવામા આવે છે.

અનુવાદ—અહિં ૯૯મા વર્ષનો અંત છે જેનું વર્ણન છે જેમા સુવર્ણ એટલે આહવનીય અગ્નિ જે ઇશાન ખુણામા આકાશમા ઘણે ઊચે રહેલ છે, જે વાતાવરણ બહાર છે જ્યા વર્તુલો નથી ત્યા સોમ ઊડીને પડે છે.

૨ પશુને સંજ્ઞા રહિત કરવામા આવે છે ત્યારે તેનો વધ કરવામા આવે છે અને તે વખતે અધ્વર્યુ ત્રણ અર્ઘ્ય આપે છે; પ્રાણાય સ્વાહા, અપાનાય સ્વાહા, વ્યાનાય સ્વાહા.

અનુવાદ—પ્રાણ ઉદાનની ક્રિયા (વર્તુલો) બંધ પડે છે.

૩ અંબે, અંબિકે, અંબાલિકે, અમોને કોઈ દોરનાર નથી, અધ્વર્યુ ૪ પત્નીઓને દોરી જાય છે. અનુવાદ–ત્રણ છંદ કર્ણગોચર થતા બંધ પડે છે. (ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી) ૪ છંદ, પ્રાણ ઉદાનમાં સમાઇ જાય છે.

નોંધ–અહિં એકસોમું વર્ષ એટલે સૈકાના અંતમાં રહેલ છેલ્લા વર્ષનો ઉલ્લેખ છે.

### પરિક્રમણા.

૪ પાર્ન ઓ અશ્વની પરિક્રમણા કરે છે અને કહે છે દૈવી સમૂહોના પતિ ( गणानान्त्वा गणपति हवा महे ) એવા તને અમો આમંત્રણ આપીએ છીએ; તું કે જે અમારો સ્વામી છે. ત્રણ વખત પરિક્રમણા કરે છે, ફરીતે ત્રણ વખત પરિક્રમણા કરે છે એ પ્રમાણે છ વખત પરિક્રમણા કરે છે.

૫ નવ વખત પરિક્રમણા કરે છે અને કહે છે 'રેત આપવાવાળાને હું વિનતિ કરીશ.' 'રેત આપવાવાળાને તું વિનંતિ કર.' 'મિથુન કરવા માટે આપણાં અંગ પ્રમારવા દો.' અધ્વર્યુ કહે છે 'સ્વર્ગ લોકમાં તમો એ પ્રમાણે વિંટાઇને પડો છો.' સ્વર્ગ લોકમાં અશ્વનો વધ કરવામાં આવે છે, માટે તે કહે છે 'રેત આપવાવાળો તાકાતવાન નર રેત મૂકો જેથી મિથુન થાય.'

અનુવાદ– નવ પરિક્રમણા એટલે ૧૧ વર્ષ ॥ સમયના ૯ પરિભ્રમણ એટલે ૯૯ વર્ષનો અંત.

નોંધ–અહિં કલ્પિત વાર્તાલાપ મૂકયો છે, પરંતુ વાસ્તવિકતાએ એક સોમા વર્ષમાં વિદ્યુતનું ગર્ભાધાન થાય છે, તેનું અહિં વર્ણન છે, ઇશાન ખૂણાને સ્ત્રી કલ્પેલ છે; સોમ એ રેત છે અને રેતને ઊડાડનાર અશ્વ એ પરિભ્રમણના અંતમાં રહેલ વિદ્યુતનો જથ્થો છે.

નોંધ: આ કંડિકા ઉપરથી પ્રો. મેકસમૂલરે ટીકા કરી કે Whatever the vedas may be called, they are

to us unique and priceless guides in opening before our eyes tombs of thoughts, richer in relics, than the royal tombs of Egypt and more ancient and primitive in thought than the oldest hymns of Babylonian or Accadonian poets

અહિ પ્રો મેક્સમૂલર વેદની તારીફ કરે છે પરતુ કહે છે કે વેદના જમાનામા વિચારશ્રેણી, આદ્યાવસ્થાની વિચારશ્રેણી જેવી હતી જેના જવાબમ ભારતવર્ષના વિદ્વાનો તરફથી ઉપરોક્ત કડિકાના અર્થ એ કરેલ છે કે "અમો ગર્ભથી ઉત્પન્ન થયલા છીએ, જ્યારે આપ ગર્ભથી અજન્મા છો." પરતુ બ્રા ૮ તથા બ્રા ૮ મા વપરાયનું સાહિત્ય જોતા, પ્રો મેકસમૂલર તથા જુલિયસ એગલિગે જે તરજુમો કર્યો છે તે સાચો છે, પરતુ તે સાહિત્યમા રહેલ ગૂઢ અર્થ તેમના સમજવામા આવ્યો નથી

નોધ- અ પણે અહિ હુતાશની (ફાગણ સુદિ ૧૫) ના દિવસે અપરાબ્દો બોલવાનો પ્રચાર, પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે તેનુ રહસ્ય આ બ્રા ૮ તથા બ્રા ૮ મા રહેલુ હોય એવુ લેખકનુ માનવુ છે, કારણ કે ફાગણ સુદિ ૧૫ એ વર્ષનો છેલ્લો દિવસ હોય, વિદ્યુતના ગર્ભાધાનનો સમય છે

નોધ- ઉપરોકત કડિકાને મળતો ભાવ કાડ ૪ અ ૪ બ્રા ૨ કડિકા ૧૮ મા રહેલો છે નેષ્ટા, પત્નીને દોરે છે અને ઉદ્ગાતા સાથે પત્નીના નય। મિલાવે છે પત્ની ઉદ્ગાતાને ઉદ્દેશીને કહે છે 'તુ પ્રજાપતિ છે, પુરૂષ છે, રેત મૂકવાવાળો છે મારામા તુ રેત મૂક' કડિકાઓ ૧-૨-૩-૪-૫-૬ ૭-૮ તેમજ કાડ ૧૩ અ ૫ બ્રા ૨ મા રહેલ છે

## બ્રા. ૯

નોંધ–કંડિકા ૧ થી કંડિકા ૭ સુધીમાં વપરાયેલ સાહિત્ય, અહિં મૂકવાનું લેખકને ઉચિત નહિં લાગતાં, કંડિકાઓ ૧ થી ૭ લીધેલ નથી.

પટાવત રાજાની ચોથી રાણીને ઉદ્દેશીને કહે છે: 'હરણ જ્યારે યવ ખાય છે ત્યારે તેને ચરબીવાળા પ્રાણીનો ખ્યાલ હોતો નથી. આર્ય પુરૂષ જો કોઈ શુદ્ર સ્ત્રીને રખાત તરીકે રાખે છે તો પૈસો એકઠો કરવાનો તે ખ્યાલ રાખતો નથી.' યવ એ સામાન્ય પ્રજા છે અને હરણ એ રાજ્ય સત્તા છે. એ પ્રમાણે સામાન્ય પ્રજા રાજ્યસત્તાનો ખોરાક છે, માટે જ રાજાઓ પ્રજા ઉપર જીવે છે માટે તે પશુઓ ઉછેરતો નથી, તેવીજ રીતે શુદ્ર સ્ત્રી વડે થયેલ સંતતિને આર્ય પોતાના વંશ તરીકે ગણતો નથી માટે તે સંતતિ માટે તે ધન સચય કરતો નથી

અનુવાદ—ગર્ભાશયમાં પડેલ સોમ કેમ જાણે કે અગ્નિ વડે ખવાઇ જતો હોય નહિ

.૯ યજ્ઞ વખતે અપશબ્દોનો ઉચ્ચાર કરનારના પ્રાણ ચાલ્યા જાય છે (ગર્જના વડે પ્રાણ–ઉદાનની ક્રિયા બંધ પડે છે.) મહારાણીને તેની દાસીઓ બેઠી કરે છે, ત્યારે ઋત્વિજો અને પટાવત કહે છે, દધિક્રાવ્ણના ગુણનું મેં ગાન કર્યું છે. વિજયવંત તાકાતવાળો અશ્વ અમારા મુખ સુગંધમય બનાવો અને અમારૂં આયુષ્ય લંબાવો.

અનુવાદ—દધિક્રાવ્ણ=દધ્યં આયરંણ=દધિગ્રી=ગર્જના. ઉપરોક્ત બે બ્રાહ્મણમાં જે શબ્દો વપરાયા છે તે અપશબ્દો નથી. એ તો ગર્જનાના ગુણ ગાન છે.

બ્રા. ૧૦

૧ સ્વર્ગે પહોંચવા માટે યજમાન સેતુ બાંધે છે.

૨ સુચી (Needles) વડે પગથીઓ તૈયાર કરવામાં આવે છે. સૂચી એ સામાન્ય પ્રજા છે અને અશ્વમેધ એ રાજ્ય-સત્તા છે. સુચીઓ સુવર્ણની બનેલી છે.

૩ સૂચીઓ ત્રણ પ્રકારની વપરાય છે: ત્રાંબાની, રૂપાની અને સુવર્ણની. ભૂલોકથી ભુવ:લોકમાં જવાની પગથીઓ ત્રાંબાની સોપોની બનેલી છે. ભુવ:લોકથી સ્વ:લોકમાં જવાની પગથીઓ, રજતની સોપોની બનેલ છે. સ્વ:લો-કથી ઊંચે (તુરીય) જવાની પગથીઓ, સુવર્ણની બનેલ છે. સિવણમાં વપરાયેલ દોરા આડા તેમજ ઉભા ભરવામાં આવેલ છે, જેના વડે લોક નાના પ્રકારના તથા અમુક પ્રકારના બનેલાં છે.

અનુવાદ—એકસો વર્ષના પરિભ્રમણ દરમ્યાન વિદ્યુતની ચડ-ઉતરની ગતિ નોખ નોખી રહેલ છે, તેમજ વાતાવરણમાં, એકસો વર્ષના સમય દરમ્યાન વિદ્યુતનાં સ્થાન અનેક અને નોખનોખાં રહેલ છે. જેમ ટપાલની સોર્ટીંગ બોકસમા ખાના રહેલ છે તેમ વાતાવરણમાં વિદ્યુત અનેક નોખનોખા સ્થાનમાં એકસો વર્ષ દરમ્યાન રહેલ છે

બ્રા. ૧૧

૧ પ્રજાપતિએ મહાન બનવા ઇચ્છા કરી. અશ્વમેધ સમયે જોવામા આવતા સોમના બે મહાન ગૃહો (પ્યાલા) તેણે જોયાં જેની તેણે આહુતિ આપી જે વડે તે મહાન અને વિસ્તૃત થયો.

અનુવાદ–મહાન ગૃહ=અગ્નિ અને સોમ.

૨ બેધ્યનો મંને આજુ, ગૃહો અપાય છે. અશ્વમેધ એ યજમાન છે અને. [illegible] ગૃહ એ રાજન્ય છે, માટે બેઉને, બંનેને

-બાજુથી રાજન્યના સ્થાન વડે કમાવવામાં આવે છે. અમુક દેવોને સ્વાહા વડે પ્રથમ સંબોધવામાં આવે છે, અમુકને પાછળથી. મેધ્યહોમની બન્ને બાજુ સોમ હોમ રહેલ છે. એ રીતે ભૂલોકમાં રહેલ દેવોને તેમજ સ્વઃલોકમાં રહેલ દેવોને તે સંતોષે છે. દેવો તેને સ્વર્ગે લઇ જાય છે.

અનુવાદ–આનયક્રિયા (અમાવાસ્યાની)ની બન્ને બાજુ સોમ હોમ એટલે પૂર્ણિમા રહેલ છે જે વડે પરિભ્રમણમાં પડતો વિદ્યુત ઉત્પન્ન થાય છે અને તેના વડે જ આકાશમાં ઊંચે ચડે છે.

-નોંધ– અધ્યાય ૩–૪–૫મા રહેલ સાહિત્ય અધ્યાય ૧–૨માં રહેલ -સાહિત્યનું પુનરાવર્તન હોઇ અહિં લીધેલ નથી, એવા ઉદ્દેશથી કે પુસ્તકમાં ન જોતાં પૃષ્ઠ ન વધે અને વાંચકને કંટાળો ન આવે.

સમર્થન–કાંડ ૧૩ અ ૪ બ્રા. ૩ કંડિકા ૧૫ (૯૯ વર્ષ) પર્યંત આ આખ્યાયિકા ફરી ફરીને કહેવામાં આવે છે.

-૨ કાંડ ૧૩ મા રહેલ અમૂક અધ્યાયનો સાર, ફરી ફરીને બીજા અધ્યાયોમાં લેવામા આવેલ છે.

## અશ્વમેધ સંપૂર્ણ.

## ભાગ ૩

બાઇબલમા રહેલ અમુક વિધાનોની શતપથ બ્રાહ્મણમા રહેલ સિદ્ધાતો સાથે સરખામણી.

### મણકો ૧

**બાઈબલ**

હજરત નુહ અને હોડો

Genesis Chapter VI–VII)

૬ મનુષ્યને ઉત્પન્ન કર્યો પછી ખુદાને પસ્તાવો થયો અને દુખ થયુ.

૭ ખુદાએ કહ્યુ મનુષ્ય કે જેને મે ઉત્પન્ન કર્યો છે તેને હુ પૃથ્વિ ઉપરથી નાબુદ કરીશ એટલુ જ નહિ પણ પશુ, પંખી, અને પેટે ચાલનારા પ્રાણીઓનો પણ હુ નાશ કરીશ

૮ નુહ ઉપર ખુદાની રહેમ હતી ખુદાએ નુહને કહ્યુ સર્વ પ્રાણીઓનો નાશ નજીકમા છે. પૃથ્વિ ઉપરથી હું તેમને ઊખેડી નાખીશ

૧૪ તુ લાકડાનો એક હોડો બનાવ અને તેની અદર ઓરડીઓ બનાવજે.

૧૫ હોડાની લબાઈ ૩૦૦ ક્યુબીટની, પહોળાઇ ૫૦ ઉંચાઇ ૩૦ ક્યુબીટ રાખજે.

**શતપથ બ્રાહ્મણ**

કાંડ ૧૧ અ ૧ બ્રા ૬ કંડિકા ૯

પ્રજાતિએ કહ્યુ ખરેખર મે મારે માટે દુખ ઉત્પન્ન કર્યું છે કારણ કે અસુરોને મે પેદા કર્યા. પછી અહિ અધકાર થયો છે, પ્રજાપતિએ તેમના પર આવૃત ઉતારી

કાંડ ૧ અ ૮ બ્રા ૧ મનુ અને માછની –સવારમા મુખ પ્રક્ષાલન માટે મનુ પાસે પાણી આણવામા આવ્યુ, જેમા માછલી હતી. માછલીએ મનુને કહ્યુ 'તુ મને મોટી કર અને હુ તને જળ પ્રલયમાથી બચાવીશ મનુએ માછલીને એક ઘડામા મૂકી જ્યા તે મોટી થતા તેને તેણે એક કુંડમા મૂકી અને ત્યા તે નહિ સમાતા તેને સમુદ્રમા મૂકી જ્યા તે મોટી માછલી ( મઘરમચ્છ ) બની. માછલીએ મનુને કહ્યું· 'ફલાણી સાતમા જળપ્રલય થશે. જેમાથી બચવા માટે તું એક

૧૬ હોડાની અંદર ત્રણ માળ રાખજે.

૧૭ પૃથ્વિ ઉપર હું જળ પ્રલય કરીશ.

૧૮ હોડાની અંદર તું, તારી સ્ત્રી, તારા પુત્રપુત્રાદિક સાથે દાખલ થજે.

૧૯ પ્રાણીઓનાં જોડકાં સાથે લેજે.

૨૨ નુહે ખુદાના ફરમાનનો અમલ કરી હોડો બનાવ્યો.

Chapter VII

૬ પૃથ્વિ ઉપર જળ પ્રલય થયો ત્યારે નુહની ઊમર ૬૦૦ વર્ષની હતી.

૧૦ સાત દિવસ પછી પૃથ્વી ઉપર પાણી ફરી વળ્યાં.

૧૨ ચાળીસ દિવસ અને રાત્રી સુધી વરસાદ પડયા કર્યો.

૧૭ ચાલીસ દિવસ સુધી પૃથ્વિ ઉપર પાણીના પુર ચડતાં ગયાં અને હોડો પાણીની સપાટી ઉપર તરવા લાગ્યો.

૨૦ પંદર કયુબીટ પાણીનાં પૂર ચડયાં અને પહાડોને પાણીની અંદર ગરકાવ કર્યા.

હોડો તૈયાર કર અને જ્યારે પાણીનાં પૂર ચડે ત્યારે તું હોડા પર ચડી બેસજે.'

મનુએ હોડો તૈયાર કર્યો અને માછલીએ જે સાલ કહી હતી તે સાલમાં પાણીનાં પૂર ચડતાં, મનુ હોડા પર ચડી બેઠો. માછલી હોડા પાસે આવી ત્યારે મનુએ દોરડીનો એક છેડો હોડા સાથે બાંધ્યો અને બીજો છેડો માછલીની પાંખ સાથે બાંધ્યો, જેને લઇને માછલી ઉત્તરના પહાડ પાસે આવી અને મનુને કહ્યું: 'દોરડીના છેડા વડે હોડાને એક ઝાડ સાથે બાંધ અને પાણીનાં પૂર ઓસરે ત્યારે તું હોડામાંથી બહાર આવજે, પરંતુ પાણી સાથેનો તારો સંબંધ ચાલુ રાખજે.' મનુ તે પ્રમાણે વર્ત્યો અને ઉત્તરના પહાડના ઢોળાવ પર ઉતર્યો. જળ પ્રલયમાં સર્વ પ્રાણીઓ નાશ પામ્યાં માત્ર મનુ એક જ બચ્યો.

પ્રજોત્પત્તિની ઇચ્છાવાળા મનુએ 'પાકિયજ્ઞ' કર્યો અને પાણીમાં ઘી, દૂધ દહિની આહુતિઓ આપી.

અનુવાદ—બન્ને આખ્યાયિકાઓમાં રહેલ સામ્યતા નીચે મુજબ છે.

૨૧ પૃથ્વી ઉપરનાં સર્વ પ્રાણીઓ પંખીઓ અને જીવ જંતુનો નાશ થયાં.

Chapter VIII

૧ ખુદા નુહને ન ભૂલ્યો. ખુદાએ પૃથ્વિ ઉપર વાયરા મોકલ્યા. જેણે પાણીનાં પૂર સુકવી નાખ્યાં અને ૧૫૦ દિવસ પછી પાણીનાં પૂર ઓસર્યાં.

૪ અને સાતમા માસના સત્તરમે દિવસે 'Ararat' પહાડ ઉપર નુહના હોડે લંગર કર્યું.

૫ દસમા માસ સુધી પાણીનાં પૂર સુકાતાં ચાલ્યાં.

૧૦ સાત દિવસ સુધી નુહ હોડામાં રહ્યો.

૧૨ બીજા સાત દિવસ રહ્યો.

૧૩-૬૦૧ ના સાલના પ્રથમ માસના પ્રથમ દિવસે પૃથ્વી ઉપર પાણી સુકાઈ ગયાં.

૧૪ બીજા માસના સાતમા દિવસથી વિસમા દિવસ સુધીમાં પૃથ્વિ સાવ સુકાઇ ગઈ.

૧૫-૧૫ ખુદાએ નુહને કહ્યું: 'તું અને તારો પરિવાર પશુઓ સહિત હોડાની બહાર આવો.

૧ પૃથ્વિ ઉપર વિનાશ નોતરવાની ઇશ્વરની ઇચ્છા.

૨ પાણીનાં પૂર ચડવાં તથા તેમાથી ઉગરવા હોડો તૈયાર કરવો.

૩ બન્ને હોડા પહાડને અડકવાં

૪ જળપ્રલયને અંતે ઇશ્વર પ્રાર્થના.

હજરતનુહની આખ્યાયિકામા શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો:—

૧ હોડાના ત્રણ માળ ભૂઃ ભુવઃ સ્વઃ ને મળતા છે.

૨ પ્રાણીઓના જોડકાં લેવાં. કાંડ ૧ અ ૧ બ્રા. ૧ કંડિકા ૨૨ द्वन्द्वंद्वन्द्वं वै वीर्यं વગેરે.

૩ હજરત નુહનુ આયુષ્ય ૯૫૦ વર્ષનું શ. બ્રા. મા ૧૦૦૦ દિવસની ગણત્રી છે.

સાર-શતપથ બ્રાહ્મણમાં ૧૧ વર્ષના પરિભ્રમણનું વર્ણન છે જેને મનુ અને માછલીની આખ્યાયિકાના રૂપમાં મૂકવામાં આવેલ છે. મનુએ સોમ છે. પાણીનાં પૂર એ વિદ્યુત (Radio-Activity) છે. ઉત્તરનો પહાડ એ કુરક્ષેત્ર છે.

૧૮ નુહ હોડાની બહાર આવ્યો.

૨૦ નુહે ખુદાની રહેમ માટે વેદિ બાંધી અને તેના ઉપર પવિત્ર પશુઓ અને પંખીઓનો હોમ કર્યો.

Chapter IX

૨૮ જળપ્રલય બાદ નુહ ૩૫૦ વર્ષ જીવ્યો.

૨૯ એકંદરે નુહ ૯૫૦ વર્ષ જીવ્યો.

મણકો ૨

બાઈબલ

Genesis Chapter XIX

૩૦ 'લોટ' (હજરત મુસાના બાપદાદાઓમાંનો એક શખ્સ) ઝોર પ્રાંત છોડી પહાડમાં રહેવા ગયો, સાથે તેની બે પુત્રીયો હતી.

૩૧ મોટી બ્હેન 'ધ્રલાએ' નાની બ્હેનને કહ્યું: 'અહિં પુરૂષમાં આપણો પિતા એક જ છે.

૩૨ આપણે તેને દારૂ પાઇ બેભાન કરી તેની સાથે શયન કરીએ, જેથી આપણા પિતાનો વંશ રહે.

૩૩ એ પ્રમાણે રાત્રે તેમણે લોટને બેભાન કરી, ધ્રલાએ લોટ સાથે શયન કર્યું અને બેભાનથયેલ લોટને તેની સાન ન રહી.

મણકો ૨

શતપથ બ્રાહ્મણ

કાંડ ૧•અ. ૭ બ્રા. ૪

પ્રજાપતિએ તેની બે પુત્રીઓ 'ઉષા અને દ્યુ'માંની એક સાથે સંયોગ સાધ્યો.

. કાંડ ૧ અ. ૮ બ્રા. ૧ કંડિકા ૭–૧૧. મનુએ પાક યજ્ઞ કર્યો અને પાણીમાં દુધ, દહિં, ઘીની આહુતિઓ આપી. એક વર્ષ પછી પાણીમાંથી 'ધ્રડા' નામની સુંદર સ્ત્રી ઉત્પન્ન થઈ. જેણે મનુને કહ્યું: તેં આપેલ આહુતિઓ વડે હું પેદા થઇ છું માટે હું તારી પુત્રી છું. તું મારો ઉપયોગ કર જેથી તારો વંશ વધે, મનુ ધ્રડાના કહેવા પ્રમાણે વર્ત્યો અને તેનો વંશ 'માનવી' વધ્યો.

અનુવાદ—ધ્રશાનખૂણમાં ઊંચે રહેલ સ્થાન–પહાડ–નેને ઊષા અગર દ્યુ કહેલ છે. પરિભ્રમણના અંતમાં સોમ ઉડીને ઉષામાં પડે છે જેને ગર્ભાધાન થયું એમ કહેલ છે, જે એક વર્ષના સમય સુધી ધ્રશાનખૂણમા રહે છે. નવા શરૂ થતા પરિભ્રમણને મનુના વંશ તરીકે ગણેલ છે.

૩૫ બીજી રાત્રે ફરી તે પ્રમાણે કરી, નાની બ્હેને લોટ સાથે શયન કર્યું જેની લોટને ખબર ન રહી.

૩૬ આ પ્રમાણે બન્ને બ્હેનોએ લોટથી ગર્ભાધાન કર્યું.

મણકો ૩

બાઇબલ Genesis Chapter XLI

૧ પારોહાને (મિસર દેશનો રાજા) સ્વપ્ન થયું, જેમાં તેણે જોયું કે પોતે એક નદીના તટ પર ઉભો છે.

૨ નદીમાંથી ૭ ગાયો બહાર આવી, જેના શરીર ઉપર ચરબી સારા પ્રમાણમાં હતી. ગાયો તટ ઉપરના ઘાસને ખાવા લાગી.

૩ ત્યાર પછી નદીમાંથી બીજી ૭ ગાયો બહાર આવી, જે દુબળી અને પાતળી હતી. પેલી તગડી ગાયોની બાજુમાં આ દુબળી ગાયો ગઇ અને તેનો આહાર કરી ગઇ. પારોહાનું સ્વપ્ન અહિં પૂરૂં થયું.

૪ બીજી સવારે પારોહાને ચેન નહિ પડતાં મિસર દેશના

મણકો ૩

શતપથ બ્રાહ્મણ

એક વખત મધ્ય એશિયા અને મિસરમાં શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો જોરશોરથી ચાલતા હતા. મિસર દેશના વતનીઓ સૂર્યપૂજક હતા અને સૂર્યના પ્રતિક તરીકે વાછડાની(Calf)સુવર્ણની પ્રતિમા બનાવી તેને પૂજતા. (ભારતવર્ષમાં આજે વાછડા દેવની પૂજા પ્રચલિત છે.) મિસરદેશના રાજાઓ પોતાને 'પારોહા' કહેવડાવતા અને કહેતા કે તેઓ સૂર્યની વતી મિસરી લોક ઉપર શાસન ચલાવે છે. પારોહા એ પુરુહનું અપભ્રંશ છે અને પુરુહ એટલે પુરુષ એટલે સૂર્યની અંદર રહેલ સુવર્ણમય પુરૂષ હિરણ્યગર્ભ.

પારોહાએ સ્વપ્નની અંદર જોયેલ ઘટના શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો અનુસાર કલ્પના નથી પરંતુ એક નક્કર હકીકત છે. અગ્યાર વર્ષના પરિભ્રમણની શરૂઆતના થોડાં વર્ષ તથા અંતમાં રહેલ થોડાં વર્ષ (બન્ને મળીને સાડા પાંચ વર્ષ) દરમ્યાન વિદ્યુતની તાકાત નબળી રહેલ છે, જ્યારે પરિભ્રમણના બાકી રહેતાં વર્ષો

સર્વ જાદુગરોને તેણે એકઠાં કર્યાં, ઉપરોક્ત સ્વપ્નની વાત કહી અને તેનો ખુલાસો જાણવા માગ્યું, પરંતુ કોઇ તરફથી સંતોષકારક ખુલાસો મળ્યો નહિ.

૧૪ ' જોસફ ' નામનો એક ઇઝ-રાઇલ મિસરની જેલમાં હતો. કદાચ જોસફ ઉપરોક્ત સ્વ-પ્નનો ખુલાસો કરી શકશે એવી માન્યતાથી જોસફને દરબારમાં હાજર કરી મંગા-વ્યો અને તેને સ્વપ્નની વાત કહી, ખુલાસો માગ્યો.

૧૬-જોસફે કહ્યું: મારો કંઇ તાકાત નથી કે હું ખુલાસો કરી શકું ! ઇશ્વર કરશે.

૨૫ જોસફે પારોહાને કહ્યું: સ્વપ્ન સાચું છે. તમારે હવે કેમ વર્તવું તેનો માર્ગ ઇશ્વરે તમને બતાવ્યો છે.

૨૬ જે તગડી ગાયો નદીમાંથી બહાર આવી તે, સારાં વર્ષની સૂચક છે જે દરમ્યાન પાક પુષ્કળ થશે.

૨૭ દુબળી ગાયો, દુષ્કાળની સૂચક છે જે વર્ષો દરમ્યાન ધનધાન્ય ઉત્પન્ન થશે નહિ.

(સાડા પાંચ વર્ષ) દરમ્યાન વિદ્યુતની તાકાત જોરદાર રહેલ છે.

ગાયો પાણીમાંથી બહાર આવી એ શતપથ બ્રાહ્મણનો સિદ્ધાંત છે.

પાણી એટલે સુદિ દરમ્યાન નવો ઉત્પન્ન થતો વિદ્યુત (अपोहि मज्ञ.) વિદ્યુતના મૂળ જથ્થામાં ઉમેરાતાં, અવાજ (ગો-ગાય)નું સ્થૂલ વધાય છે.

અવાજ જેટલો જોરદાર (ગાય જેટલી તગડી) તેટલો પરજન્ય વધારે, અવાજ જેટલો કમતાકાત (ગાય જેટલી દુબળી) તેટલો પરજન્ય કમતી, અને સુકાળ તથા દુષ્કાળ પરજન્યને આધારે રહેલ છે.

મધ્ય એશિયામાં એક વખત સૂર્યપૂજા જોરશોરથી ચાલતી હતી. સમર્થન- Prophet

Jeremiah કહે છે. છોકરાંઓ બળતણ એકઠું કરે છે, પુરૂષો અગ્નિ પ્રગટાવે છે અને સ્ત્રીઓ તેના પર ગોટલો પકવી, આકાશની રાણીને અર્પણ કરે છે તથા પીણું ધરે છે તેથી મને દુઃખ થાય છે.

૩૫ દુબળી ગાયો તગડી ગાયોનો આહાર કરી ગઇ તે સૂચવે છે કે સારાં વર્ષો દરમ્યાન ઉત્પન્ન થયેલ અનાજ દુષ્કાળના વર્ષો દરમ્યાન ખવાઇ જશે માટે સારાં વર્ષો દરમ્યાન ઉત્પન્ન થતું અનાજ તથા ઘાસચારો સાચવી રાખો કે જેથી કરીને દુષ્કાળના વર્ષો દરમ્યાન તે કામ લાગે.

શતપથ બ્રાહ્મણ

सावित्री घै देवानाम् प्रसवित्री દેવોનું હોવાપણું પણ સૂર્યને આધારે રહેલું છે.

પારોહાએ અનાજ તથા ઘાસ ચારો સાચવી રાખવાનું કાર્ય જોસફને સોપ્યુ, જેની કાર્યદક્ષતા વડે મિસરી લોકો દુષ્કાળ મહેનામાથી વિતાવી શકયા.

ઉપરોકત સ્વર્ગની રાણી તે તે સાવિત્રી છે

મણકો ૪ એકસો વર્ષનુ પરિભ્રમણ

બાઇબલ Genesis Chapter XXI

૫ જ્યારે આઇઝાકનો જન્મ થયો ત્યારે તેના પિતા

શતપથ બ્રાહ્મણ—એકસો વર્ષના સમય બાદ વિદ્યુતનો હવામાનમા ફરીને જન્મ થાય છે જેને પુત્ર જન્મના નામથી સંબોધેલ છે.

એબ્રેહમની ઉંમર ૧૦૦ વર્ષની હતી અને તેની માતા 'સારાહ' ૯૦ વર્ષની ઉંમરની હતી.

કાંડ ૧ અ. ૯ બ્રા. ૩ કંડિકા ૨૨ પુત્રના નામનો ઉચ્ચાર છે.

નોંધ—આ ઘટના ૧૦૦ વર્ષના અંતમાં રહેલ છે.

નોંધ—સ્ત્રીને ૪૫ અગર ૫૦ વર્ષની ઉંમર પછી મોટે ભાગે સંતતિ થતી નથી. આમ છતાં રોબર્ટ રીપ્લે તેના Believe it or not નામના પુસ્તકમાં લખે છે કે, પેરીસમાં એક સ્ત્રીએ ૯૦ વર્ષની ઉંમરે પુત્રને જન્મ આપ્યો હતો. અને એક ભૂતાની સ્ત્રીએ ૮૨ વર્ષની ઉંમરે બચ્ચાંને જન્મ આપ્યો હતો.

મણકો ૫ મેધયજ્ઞ Offering of Fat

બાઇબલ Exodus Chapter XXIX

૧૩ શરીરના અંદરના ભાગમાં રહેલ ચરબી તથા યકૃત તથા મૂત્રપિંડ ઉપર રહેલ ચરબી તું લે અને વેદિ ઉપર તેનો હોમ કર, પરંતુ ગોધનું ચામડું અને હગાર, ટેબરનેકલની બહાર અગ્નિ ઉપર સળગાવ.

શતપથ—બ્રાહ્મણ, જેમ અગ્નિ બે પ્રકારનો છે જેવો કે ગાર્હપત્ય અને આહવનીય અગ્નિ તેમ, વેદિ બે પ્રકારની છે, ઉત્તરાવેદિ અને મહાવેદિ. ઉત્તરાવેદિ જ્યાં આહવનીય અગ્નિ રહેલ છે ત્યાં પશુનો મેદ પકવાય છે, જ્યારે મહાવેદિ જ્યાં ગાર્હપત્ય અગ્નિ રહેલ છે, ત્યાં પશુના માંસના ટુકડા પકવવામાં આવે છે.

અનુવાદ—પરિભ્રમણના અંતમાં, સોમ કે જેને મેદ તરીકે ગણેલ છે, તે વાતાવરણમાંથી ઊડી, ઇશાનખૂણમાં ઊંચેના સ્થાનમાં પડે છે અને ત્યાં અમુક સમય સુધી રહે છે જેને શતપથ બ્રાહ્મણમાં 'મેદયજ્ઞ' ના નામથી સંબોધેલ છે, જ્યારે પરિભ્રમણના અંત પછી અને નવા પરિભ્રમણની શરૂઆતમાં નવો ઉત્પન્ન થતો વિદ્યુત વાતાવરણમાં એકઠો થતો જાય છે, જેને પશુના માંસના ટુકડા તરીકે ગણેલ છે. સમર્થન જુઓ આનુમન્ય યાગ.

## મણકો ૬ પશુ હલાલનો વિધિ.

| બાઇબલ Leviticus Chapter XVII | શતપેથ બ્રાહ્મણ કાંડ ૧ અ ૯ બ્રા ૨ કંડિકા ૩૩–૩૪ |
| --- | --- |
| ૧૦ તમારામાના ઇઝરાઈલનો કોઈ શખ્સ અગર મુસાફર લોહી પીશે તેને હું (ખુદા) ખતમ કરી નાખીશ. | એક કપત વડે તે ચોખાના ફોતરા મૃગચર્મ નીચે ફેંકે છે કારણ કે અનાજના ફોતરા અને રક્ત રાક્ષસનો ભાગ છે. |
| ૧૧ કારણ કે માસનુ તત્ત્વ લોહીમા છે, અને લોહીનો હોમ તમારા આત્માની શાંતિ માટે વેદિ ઉપર જ હોય | કાંડ ૩ અ ૮ બ્રા૨ કંડિકા ૧૪ વધ કરેન પશુની ચામડી ઉતારવામા આવે છે ત્યારે તેમાથી રક્તની શેડ ઉડે છે જેના વડે દર્ભનો કકડો કે જે તેના મૂળ તરફનો છે, તેના બન્ને છેડા ચોપડે છે કારણ કે રક્ત રાક્ષસનો ભાગ છે. |
| ૧૨ માટે ઇઝરાઇલના વંશના તમોને હું કહુ છુ કે તમારામાંનો કોઇ રક્તપાન કરશો નહિ | કાંડ ૧૩ અ ૩ બ્રા ૪ કંડિકા ૨ દેવોએ કહ્યુ યજ્ઞના અમો–સ્વિષ્ટકૃત છીએ અમારો હિસ્સો અમોને મળવો જોઇએ, જેના વડે અમો અસુરોને હરાવીશુ ' દેવોયે પોતાના હિસ્સા માટે અશ્વનુ લોહિ રાખ્યુ |
| ૧૩ ઇઝરાઇલમાનો કોઇ શખ્સ અગર મુસાફર કોઇ પશુ અગર પખી મારે તો તે પશુ અગર પખીનુ લોહી પ્રથમ તે વહેવા દે, તેના ઉપર ધૂળ નાખે અને પછી તેના માસને ખાય. | કંડિકા ૩–લોહીની પ્રથમ આહુતિ ગોમૃગના ગળામા મૂકવામા આવે છે જેથી કરીને રુદ્ર, પશુઓને હાનિકર્તા થતો નથી |

૧૪ કારણ કે લોહી માંસનું જીવન તત્ત્વ છે, અને તેને જે કોઇ પીશે તેનો હું નાશ કરીશ.

કંડિકા ૪–લોહીની બીજી આહુતિ અશ્વની ખરી ઉપર મૂકવામાં આવે છે.

કંડિકા ૫–લોહીની ત્રીજી આહુતિ લોહપાત્રમાં આપવામાં આવે છે.

અનુવાદ—શતપથ બ્રાહ્મણમાં ૩૩ વર્ષના પરિભ્રમણના અંતમા રહેતા શેષ વિદ્યુતને લોહી તરીકે લીધેલ છે. તે શેષ વિદ્યુત (લોહી) નો જો નાશ થાય તો બીજા ૩૩ વર્ષના પરિભ્રમણ માટે સાહિત્ય રહે નહિ, માટે લોહીનો નાશ ન થવો જોઇએ તેનું વિધાન કરેલ છે. લોહી ગોમૃગના ગળામા મૂકવામા આવે છે એટલે કે એ શેષ રહેલ વિદ્યુતમાથી પ્રથમ ગાયત્રી છંદ ઉદ્ભવે છે, વગેરે.

## મણકો ૭ ખુદાનું ઘર

બાઇબલ *Ezekiel Chapter VIII*

પ્રોફેટ: આયઝાકેલ એક માણસને કહે છે :—

૧૬ ખુદાના ઘરના ચોગાનમા તે મને લઇ ગયો, જ્યા ખુદાના મંદિરના દ્વાર પાસે રહેલ પોર્ચ અને વેદિની વચ્ચે ૨૫ શખ્સો ઉભા હતા.

જેની પીઠ મંદિર તરફ હતી અને મુખ પૂર્વ દિશા તરફ હતું અને પૂર્વમા રહેલ સૂર્યની તેઓ ઉપાસના કરતા હતા.

### શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો

કાંડ ૩ અ ૫ બ્રા ૧ વેદિનું માપ —

પૂર્વદિશામા રહેલ મધ્યબિન્દુથી ઉત્તર તરફ સરખે અંતરે ૧૨ અને દક્ષિણ તરફ ૧૨ રહેલ કયુબીટ કુલ ઉત્તર દક્ષિણ રેખા ૨૫ ની છે.

પૂર્વ દિશા તરફથી અગ્નિ પ્રવેશ કરે છે,

## Chapter XLI

૧ તે મને ખુદાના દેવળ પાસે લઇ ગયો જ્યાં રહેલ સ્થંભોનું તેણે માપ કર્યું જે ઓરસ ચોરસ ૬ કયુબીટ હતા જે માપ ટેબરનેકલનું હોય છે.

૬×૬=૩૬

:

૨ દ્વાર ૧૦ કયુબીટ પહોળું હતું અને બારસાખ એક બાજુ ૫ કયુબીટ અને બીજી બાજુ ૫ કયુબીટ હતું, જેની લંબાઇ ૪૦ કયુબીટ અને પહોળાઇ ૨૦ કયુબીટ હતી.

૧૦×૧૦=૧૦૦
૪૦+૪૦=૮૦
૯૩૬ એક દિશામાં રહેતા. વિદ્યુતનો સમય ૯૩૬ દિવસ.

૩ પછી અમો અંદર દાખલ થયા અને દ્વાર પાસેના સ્થંભનું માપ લીધુ જે ૨ કયુબીટ થયુ. દ્વારની લંબાઇ ૬ કયુબીટ અને પહોળાઇ ૭ કયુબીટ થઈ.

૪ તેની લંબાઇ ;૨૦ કયુબીટ અને પહોળાઇ ૨૦ કયુબીટ થઇ. તે દ્વારના આગલા ભાગમા હતો અને તેણે મને કહ્યું કે આ સ્થાન ઘણુ જ પવિત્ર છે.

૫ ત્યાર પછી તેણે દિવાલનું માપ કર્યું, જે ૬ કયુબીટ

થયું અને તેની બાજુમાં રહેલ ઓરડીઓનું માપ ૪ ક્યુબીટ થયું. આ ઓરડીઓ મકાનને ફરતી હતી.

૬ બાજુની ઓરડીઓની સંખ્યા ૩ની હતી; દરેક ત્રણ માળની હતી. આ ઓરડીઓ મકાનની દિવાલમાં આવેલ હતી.

૩ ઓરડા ઉપર નીચે ભુઃ ભુવઃ સ્વઃ બાજુની ઓરડીઓ એટલે એક દિશામાં રહેલ ત્રણ વર્ષનો સમય.

૭ આ બાજુની ઓરડીયોની આસપાસ વળાંકમાં રહેલ ઉંચાઇ હતી જે ઉંચાઇ મકાનની ચારેબાજુ હતી. જેમ ઉપર જઇએ તેમ મકાન પહોળું હતું, વચલો ભાગ સર્વથી પહોળો હતો.

વચલો ભાગ સર્વથી પહોળો હતો ભુવઃલોકમાં વિદ્યુતની તાકાત વિશેષ રહેલ છે.

૮ મકાનની આસપાસની ઉંચાઇએ પેલી બાજુની ઓરડીઓના પાયા પૂરા ૬ ક્યુબીટ હતા.

મત્ત ૭ ગણો છે.

૯ બાજુની ઓરડીયોની બહારની દિવાલ ૫ ક્યુબીટ જાડી હતી અને જે કંઇ જગા પડતર હતી તે માંહેની ઓરડીઓ માટે હતી.

૧૦ ઓરડીઓ વચ્ચેનું અંતર ૨ ક્યુબીટ હતું જે મકાનને ફરતું ચારે બાજુ હતું.

૨૦=૧૨+૮ એક પરિભ્રમણને અંતે વિદ્યુત ગર્ભમાં પડે છે જ્યાં તે ૧૨ માસ સુધી રહે છે અને ત્યાર પછીના ૮ માસનો નવો ઉત્પન્ન થતો વિદ્યુત તેમાં ઉમેરાતાં તે દૃષ્ટિ ગોચર થાય છે.

૧૧ બાજુની ઓરડીઓનાં દ્વાર ખુલ્લી જગા તરફ હતાં. એક દ્વાર ઉત્તર દિશા તરફ અને બીજું દક્ષિણ દિશા તરફ અને ખાલી જગા ચોમેર ૫ ક્યુબીટ પહોળી હતી.

વેદિ દક્ષિણ બાજુથી ઉત્તર તરફ ઢાળ પડતી છે.

ઉત્તર દિશા તરફ અગ્નિ રહેલ છે અને દક્ષિણ દિશા તરફ સોમ વહેલ છે.

૧૨ પશ્ચિમ તરફ એક જુદું મકાન હતું જે ૭૦ ક્યુબીટ લાંબું હતું અને તેની દિવાલ ૫ ક્યુબીટ જાડી હતી અને લંબાઇ ૯૦ ક્યુબીટ હતી.

૧૩ આ પ્રમાણે મકાનની લંબાઇ ૧૦૦ ક્યુબીટ હતી તેમજ તે જુદા મકાનની દિવાલ સહિતની લંબાઇ ૧૦૦ ક્યુટની હતી.

૧૦૦ વર્ષ શતપથ.

૧૪ મકાનના આગલા ભાગની પહોળાઇ અને પૂર્વ તરફ રહેલ જુદી જગાની પહોળાઇ ૧૦૦ ક્યુબીટની હતી.

એક દિશામાં વીર્ય ૧૦૦ ગણું રહેલ છે.

| | |
|---|---|
| ૧૫ મકાનના પાછળના ભાગમા રહેલ અલાયદી જગા તથા તેની એક બાજુમા તથા બીજી બાજુમા રહેલ ગેલેરીનુ માપ તથા અંદરનુ મદિર અને પૉર્ચી ઝ સહીતનુ માપ ૧૦૦ કયુબીટ હતું | ૧૦૦ વર્ષ |
| ૧૬ ત્રણ માળને ફરતા દારગ્યબ તથા સાકડી બારીયો હતી તથા ગેલેરીઓ હતી ફરતુ લાકડાનું સીલીગ હતુ, નીચેના માળથી ઉપરના માળ સુધી બારીઓ બધ હતી. | એકસો વર્ષ દરમ્યાન એક એક દિશામા ૧૦૦૦ દિવસ રહી ત્યા ચઢ ઉત્તર થયો વિદ્યુત અનેક સ્થાનમા રહેલ છે. કા ૧૩અર બ્રા ૧૦ |
| ૨૨ વેદિ લાકડાની હતી જે ત્રણ કયુબીટ ઉચી અને બે કયુબીટ લાબી હતી | ૩×૨=૬ ભૂ ભુવ સ્વ સ્વ.ભુવ ભૂ |

Chapter XLII સાધુઓને રહેવાના ઓરડા

| | |
|---|---|
| ૧ ત્યાર પછી તે મને બહાર લઇ ગયો ઉત્તર દિશા તરફ જ્યા એક ઓરડો હતો જે મુખ્ય મકાનની બહાર આગલા ભાગમા ઉત્તર દિશા તરફ હતો | ઉત્તરાવેદિ=ઇશાનખૂણ. |
| ૨ ઉત્તરનું દાર ૧૦૦ કયુબીટ લાબુ અને ૫૦ કયુબીટ પહોળુ હતુ. | |

૩ અંદરનું ચોગાન ૨૦ ક્યુબીટ હતું અને બહારના ચોગાન ઉપર ગેલેરીઓ પડતી હતી જે ત્રણ માળની હતી.

ત્રણ માળ ભૂઃ ભુવઃ સ્વઃ

૪ ઓરડા આગળ પગથી હતી જે ૧૦ ક્યુબીટ હતી અને પહોળાઇ ૧ ક્યુબીટ હતી અને ઓરડાનાં દ્વાર ઉત્તર દિશા તરફ હતાં.

પૂર્વ દિશામાંથી દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં થઈ ઇશાનમાં પહોંચતાં વિદ્યુતને ૧૧ વર્ષ થાય છે.

૫ ઉપલા ઓરડાઓ ટુંકા હતા કારણ કે નીચલા ઓરડાઓની ગેલેરીઓ ઉંચી હતી.

ઉપલો ઓરડો ટુંકો નીચેના ઓરડા પહોળા એટલે ગાયત્રી સ્વઃ લોકમાં રહેલ ૮ પદનો છે, ત્રિષ્ટુભ ભુવઃમાં રહેલ ૧૧ પદનો અને જગતી ભૂઃલોકમાં રહેલ ૧૨ પદનો છે.

૬ મકાન ત્રણ માળનું હતું પરંતુ ત્યાં જે સ્થંભ ચોગાનમાં હતા તેવા અહિં ન હતા અને નીચલા તથા વચલા માળ કરતાં ત્રીજો માળ એક સરખી ઉંચાઇનો છે.

૭ ઓરડાઓના આગલા ભાગમા ચોગાન તરફની બહારની દિવાલ ૫૦ ક્યુબીટ લાંબી હતી.

૮ દેવળ તરફની દિવાલ ૫૦ ક્યુબીટ લાંબી હતી.

૯ પ્રવેશદ્વાર પૂર્વતરફના બહાર ના ચોગાન ઉપર પડતું હતું

૧૦ ઓરડાઓનું માપ ચોગાન તરફની પૂર્વ દિશા તરફની દીવાલની જાડાઈના પ્રમાણમાં હતું.

૧૧ ઉત્તર તરફના ઓરડાઓના દેખાવના પ્રમાણમાં તેના રસ્તા લાંબા પહોળા હતા અને તેમાં જવા આવવાનાં દ્વાર પણ ઓરડાઓને મળતા હતા.

૧૨ દક્ષિણ બાજુના ઓરડાઓનાં દ્વાર મુખ્ય રસ્તા પર હતાં જેના ઉપર પૂર્વ તરફ ના ઓરડાના દ્વાર પડતાં જેથી કરીને એક બાજુના ઓરડામાંથી બીજી બાજુના ઓરડામાં જઈ શકાય.

વિદ્યુતનું ગમન એક દિશામાંથી બીજી ઍંડોઅડની દિશામાં થાય છે.

૧૩ ઉત્તર દિશામાં આવેલા ઓરડાઓ તથા દક્ષિણ દિશામાં આવેલા ઓરડાઓ પવિત્ર છે જ્યાં ખુદા પાસે જવા પહેલાં, સાધુઓ પવિત્ર વસ્તુઓનો આહાર કરે છે, પવિત્ર વસ્તુઓ મૂકે છે અને માંસનો હોમ કરે છે.

ઉત્તર દિશામાં અગ્નિનો વાસ છે દક્ષિણ દિશામાં સોમનો વાસ છે. પવિત્ર વસ્તુઓ એટલે વિદ્યુતમાં રહેલ તાકાત. માંસનો હોમ કરવો એટલે વિદ્યુતના મૂળ જથ્થનું વપરાવું. સાધુઓ એટલે ઋત્વિજો.

૧૪ સાધુઓ તેમાં દાખલ થયા પછી તેમનાં કપડાં ઉતારી નવાં કપડાં પહેર્યાં વગર બહાર આવતા નથી અને ત્યાર પછી બીજે કામે લાગે છે.

એકએક દિશામાં વિદ્યુત નવા સાંગ સજે છે અને બીજું પરિભ્રમણ શરૂ થાય છે.

૧૫ પૂર્વની બાજુ તેણે ૫૦૦ રીડ માપી જે માપ તેણે ફરતું કર્યું.

૧૬ ઉત્તરની બાજુ ૫૦૦ રીડ હતી જેનું તેણે માપ કર્યું.

એકએક દિશામાં વિદ્યુત એક સરખા સમય સુધી રહે છે.

૧૭ દક્ષિણ બાજુ ૫૦૦ રીડ માપી જે માપ તેણે ફરતું કર્યું.

૧૮ પશ્ચિમની બાજુ ૫૦૦ રીડ હતી જે તેણે મામ ફરતું કર્યું.

૧૯ એ પ્રમાણે ચાર બાજુનું ગાપ કર્યું જેને ફરતી દિવાલ હતી જે ચોરસ માપ ૫૦૦ રીડ હતી.

Chapter XLIII

૧ પૂર્વના દ્વાર પાસે મને તે લઈ ગયો અને કહ્યું.

વિદ્યુતનુ આગમન પૂર્વ દિશામાંથી થાય છે.

૨ જુવો ઈ. ઝરાયલોના ખુદાની મહત્તા પૂર્વ દિશા તરફથી આવે છે.

અનુવાદ—શતપથ બ્રાહ્મણમાં રહેલ સિદ્ધાંતોને મકાનના રૂપમાં મૂકતું આવું કડી બદ્ધ વર્ણન શતપથ બ્રાહ્મણમાં મળતું નથી.

રૂદ્રમાળ જે મૂળરાજ સોલંકીએ બંધાવવો શરૂ કર્યો અને સિદ્ધરાજે પૂર્ણ કર્યો અને જે બાંધકામનો દોરવણી આપનાર બ્રાહ્મણો હતા જે શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતોના અભ્યાસી હતા તેમણે કોઇ પુસ્તકમા ઉપરોક્ત વર્ણન વાચ્યુ હોય જે પુસ્તકની નકલ ઇઝરાઇલીના હાથમા પડતા કદાચ ઉપરોક્ત મકાનનુ વર્ણન બાઇબલમા દાખલ થયુ હોય રૂદ્રમાળ અને સહસ્ત્રલિંગ તળાવ એ વેધશાળાઓ હશે એવુ લેખકનુ માનવુ છે.

મણકો ૮ Levites

| બાઇબલ, First Book Of Chronicles Chapter II | શતપથ બ્રાહ્મણ કાંડ ૧૩ અ ૧ બ્રા ૫ કંડિકા ૧ |
|---|---|
| હજરત મુસાએ તેના પિત્રાઇ Levi ના વંશજોને પ્રાર્થના સમયે વાજીંત્ર વગાડવાનો હુકમ આપ્યો. | એક બ્રાહ્મણ અને રાજકુમાર એક વર્ષના સમય સુધી વીણા વાદન કરે છે. વાદન વડે તેઓની કીર્તિ વધે છે |

અનુવાદ—યજ્ઞ વખતે આજે પણ વાદન થાય છે, અગ્નિ અને સોમ વડે ગર્જના થાય છે તેનું અહિં અનુકરણ છે.

| મણકો ૯ ગોવધ | શતપથબ્રાહ્મણ—પાખંડી ગાયનો હોમ. आनुयन्त्ययाग |
|---|---|
| કુરાને શરીફ સુરા ૧૩ | શતપથ બ્રાહ્મણમા 'ગાય' શબ્દ વપરાયેલ છે તેનો અર્થ. |
| ૬૨ મુસાએ તેના માણસોને કહ્યુ 'ખુદા ફરમાવે છે કે તમો ગાયનો હોમ કરો માણસોએ કહ્યું, તું શુ અમારી મશ્કરી કરે છે? મુસાએ કહ્યુ 'ખુદા અને તેટલો મૂર્ખ ન બનાવે. | ૧ દાનમા આપવાની ગાયોની સંખ્યા ૧૦૦૦ની છે; પ્રથમ દિવસે ૩૩૩ ગાયો અપાય છે બીજા દિવસે ૩૩૩ ગાયો અપાય છે ત્રીજા દિવસે ૩૩૩ |

માણસોએ કહ્યું 'અમારી ખાતર ખુદાને પૂછ કે હોમ કરવાની ગાય કેવી હોવી જોઇએ. મુસાએ કહ્યું 'ખુદા ફરમાવે છે કે હોમ કરવા લાયક ગાય, ઘરડી ન હોવી જોઇએ, સાવ નાની પણ ન હોવી જોઇએ માટે ખુદાના ફરમાનનો અમલ કરો. માણસોએ કહ્યું 'અમારી ખાતર ખુદાને પૂછ કે તે કેવા રંગની હોવી જોઇએ. મુસાએ કહ્યું 'ખુદા ફરમાવે છે કે તે હરણીના રંગની હોવી જોઇએ રંગ ચકચકીત હોવો જોઇએ જેને જોતાં આંખ ઠરે. માણસોએ કહ્યું 'અમારી ખાતર તું ખુદાને પૂછ કે ગાય કેવા પ્રકારની હોવી જોઇએ કારણ કે સર્વ ગાયો સમાન હોય છે માટે ખુદા અગોતે સાચી દોરવણી આપે. મુસાએ કહ્યું 'ખુદા ફરમાવે છે કે તે ગાય હળ ખેડીને નબળી પડી ગયેલ ન હોવી જોઇએ તેનામાં ખોડખાંપણ ન હોવી જોઇએ. માણસોએ કહ્યું અમો હવે સમજ્યા.આમ ગાયો અપાય છે, બાકી એક રહી તે સહસ્ત્રા કહેવાય છે કાંડ ૪ અ ૫ બ્રા ૮ કંડિકા ૨-૩-૪.

અનુવાદ-અહિં એક દિશામાં રહેતા વિદ્યુતના સમય નો ૧૦૦૦ દિવસનો ઉલ્લેખ છે એ હિસાબે એક ગાય એટલે એક અહોરાત્ર દરમ્યાન ઉત્પન્ન થતો વિદ્યુત જે ક્રમે કરીને એકઠો થતાં તેમાંથી અવાજ (છંદ) ઉદ્ભવે છે જેને ગાયના નામથી સંબોધેલ છે.

૨ છંદ એ ગાય છે અને સોમ વાછડો છે.

પાંખડી ગાય એટલે સોમ રહિતનો છંદ એટલે કર્ણ ગોચર નથી એવો અવાજ જે પરિશ્રમણના અંતમાં રહેલ છે.

आनुबन्ध्य याग : માટે જુવો પશુહોમ પ્રકરણ ૧૪ ભાગ ૧

છંદ ૩ છે : ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતી. વચલો છંદ (વચલી ઉમરની ગાય) (ત્રિષ્ટુભ એ ઇંદ્રનો છંદ હોઇ, ઉત્તમ છે.

હળ ખેડવા ટેવાયેલી ગાય ઇંદ્રની ગાય છે. કાંડ ૫ અ ૨ બ્રા ૪ કંડિકા ૧૩.

ગાય નબળી પડી ગયેલ ન હોવી જોઇએ એટલે ત્રિષ્ટુભ નબળો હોવો ન જોઇએ.

છતાં તેમનામાના કોઈએ ગાયને વધ કર્યો અને કોઈએ ન પણ કર્યો.

કાંડ ૩ અ ૩ બ્રા ૧ કંડિકા ૧૬ તે ગાય સગર્ભા હોવી ન જોઈએ. તેને શિંગડાં તથા પૂછડાં હોવાં જોઈએ. આંખ એક ન હોવી જોઇએ. સાત ખરી (સાત પદને છંદ) વાળા હોવી ન જોઇએ. ખાસ ધ્યાન દોરાય તેવી હોવી ન જોઇએ કારણકે 'વાક' એક સરખી (ખોડખાપણ વગરની) હોવી જોઈએ.

**નોંધ**:—શતપથ બ્રાહ્મણમાં રહેલ 'ગાય' શબ્દને ઉપયોગ અનાજના સ્થાને રહેલ છે એમ ઉપરોક્ત વિવરણ ઉપરથી સમજાશે. ઉપરોક્ત અર્થમાં વપરાયેલ 'ગાય' શબ્દને અર્થ ભૂલી જઇ તેને સ્થાને સાચી ગાયના વધનું ફરમાન થયું તે ખરેખર શોચનીય છે.

ભાગ ૩ સંપૂર્ણ



# ભાગ ૪

# રેડીઓ એકટીવિટી

આ પુસ્તકમાં રહેલ ભાગ ૧ તથા ભાગ ૨ ના સાહિત્ય ઉપરથી સમજાય છે કે શતપથ બ્રાહ્મણમાં રહેલ સાહિત્ય રેડીઓ એકટીવિટી ઉપર લખાયલું છે જે સમજવા માટે રેડીઓ એકટી-વિટી સબંધે હાલે પ્રવર્તતા સિદ્ધાંતો વાચક સમક્ષ મુકવા લેખક રજા લે છે.

## પ્રકરણ ૧

### અણુ સંબંધેનુ જ્ઞાન Radio Activity.

૧ અણુનું બંધારણ—અણુ બે ભાગનું બનેલું છે, એ અણુનું હાર્દ (Nucleus) જે અણુની મધ્યમા રહેલ છે તથા જે અણુના બાકીના ભાગ કરતા વધારે ઘાટુ છે બ અણુનો બાકીનો ભાગ જે તેના હાર્દની આસપાસ રહેલ છે તથા તે હાર્દ કરતા પાતળા પદાર્થનો બનેલો છે.

૨ અણુની અંદર મુખ્ય ૪ તત્ત્વો રહેલા છે જેવા કે
ઇલેક્ટ્રોન્સ જેની અંદર રહેલ વિદ્યુતનુ ચાર્જ ગ–૧ છે.
પ્રોટોન્સ જેની અંદર રહેલ વિદ્યુતનુ ચાર્જ ગ+૧ છે
ન્યુટ્રોન્સ જેની અંદર રહેલ વિદ્યુતનુ ચાર્જ ગ ૦ છે.
પોઝીટ્રોન્સ જેની અંદર રહેલ વિદ્યુતનું ચાર્જ ગ +૧ છે.

ન્યુકલીઅસની અંદર પ્રોટોન્સ મોટા પ્રમાણમા રહેલ છે તથા ઇલેક્ટ્રોન્સ ઘણા નાના પ્રમાણમા રહેલા છે જેને લઇને ન્યુકલીઅસમા રહેલ વિદ્યુતનું ચાર્જ ગ પોઝીટીવ છે, જ્યારે ન્યુકલીઅસની બહાર અને અણુના બીજા ભાગમા ઇલેક્ટ્રોન્સ રહેલા છે જેને લઇને ન્યુકલીઅસ સિવાયના અણુના ભાગમા રહેલ વિદ્યુતનું ચાર્જ ગ નેગેટીવ છે.

૪ અણુની અંદર રહેલ રેડીઓ એક્ટીવિટી જ્યારે સુરા રહેલ છે ત્યારે તેની અંદર રહેલ પ્રોટોન્સ તથા ઈલેક્ટ્રોન્સનો જથ્થો સમ પ્રમાણમાં રહેલ છે પરંતુ તેની અંદર રહેલ રેડીઓ એક્ટીવિટી જ્યારે કાર્ય કરતી થાય છે, (જ્યાં રેઅણુ છિન્નભિન્ન થાય છે) ત્યારે પ્રોટોન્સ અને ઈલેક્ટ્રોન્સનું પ્રમાણ એક સરખી સંખ્યામાં રહેતું નથી જો પ્રોટોન્સનું પ્રમાણ ઈલેક્ટ્રોન્સના પ્રમાણ કરતા વધારે હોય તો અણુની અંદર પોઝીટીવ ચાર્જીંગ રહેતું હોય છે અગર જો પ્રોટોન્સનું પ્રમાણ ઈલેક્ટ્રોન્સના પ્રમાણ કરતા ઓછું હોય તો અણુમાં નેગેટીવ ચાર્જીંગ રહેતું છે પોઝીટીવ ચાર્જીંગ જેટલું વધારે તેટલી રેડીઓ એક્ટીવિટી જોરદાર અને પોઝીટીવ ચાર્જીંગ જેટલું ઓછું તેટલી રેડીઓ એક્ટીવિટી કમ

૫ બોર (Bohr) અણુને ત્રણ વિભાગમાં વહેંચી નાખે છે જેમ કે અ અણુના હાર્દની આસપાસ અને અણુના હાર્દ (Nucleus)થી થોડેક છેટે એક ગોળ રેખા રહેલી છે જેને K રીંગના નામથી સંબોધવામાં આવે છે

૬ K રીંગની બહાર થોડે અંતરે એક બીજી ગોળ રેખા રહેલી છે જેને L રીંગના નામથી સંબોધવામાં આવેલ છે

૭ L રીંગની બહાર અને અણુના છેક ઉપરના ભાગમાં ત્રીજી ગોળ રેખા રહેલ છે, જેને M રીંગના નામથી સંબોધેલ છે જુવો આકૃતિ ૧

ઉપરોક્ત ત્રણ ગોળ રેખાઓ વડે અણુના ત્રણ ભાગ પડે છે જેવા કે અણુના હાર્દ અને K રીંગ વચ્ચે રહેલો એક ભાગ K રીંગ અને L રીંગ વચ્ચે રહેલો બીજો ભાગ અને L રીંગ અને M રીંગ વચ્ચે રહેલો ત્રીજો ભાગ

અણુને કોઇ બહારની શક્તિ વડે છિન્નભિન્ન કરવામાં આવે છે ત્યારે L રીંગ અને M રીગમાં રહેલ ઇલેક્ટ્રોન્સ ગોળાકાર આકૃતિમાં ફરવા લાગે છે, ત્યારે એમ જણાય છે કે કેમ જાણે સૂર્યની આસપાસ ગ્રહો ફરતા ન હોય!

૬ અણુંના ઉપરોક્ત ત્રણુ ભાગમા રહેલ ઇલેક્ટ્રોન્સની સંખ્યા એક સરખી નથી પરંતુ છેક બહારના ભાગમા L રીંગ અને M રીગ વચ્ચે) ઇલેક્ટ્રોન્સની સંખ્યા વધારે રહેલી છે. તેની અંદરના ભાગમા રહેલ ઇલેક્ટ્રોન્સની સંખ્યા તેનાથી ઓછી છે અને છેક અંદરના ભાગમાં રહેલ ઇલેક્ટ્રોન્સની સંખ્યા સાવ ઓછી રહેલ છે. બીજી રીતે કહીએ તો અણુની અંદર રહેલ રેડીઓ એકટીવિટી જ્યારે કાર્ય કરતી થાય છે. ત્યારે તેના છેક ઉપરના ભાગમાં વિદ્યુતનું ચાર્જીંગ મોટે ભાગે નેગેટીવ હોઈ, રેડીયો એકટીવિટી મંદ રહેલ છે. જેમજેમ અણુના અદરના ભાગમા જવાય છે તેમ તેમ ઇલેક્ટ્રોન્સની સખ્યા ઓછી થતા ક્રમે કરીને પોઝીટીવ ચાર્જીંગ વધતું જાય છે અને તેના પ્રમાણુમા રેડીઓ એકટીવિટી જોર પકડતી જાય છે. એ પ્રમાણે અણુંની અંદર એક ક્ષેત્ર એવુ રહેલું છે કે જ્યા ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સ સમપ્રમાણુમા રહેલ છે જેને લઇને ત્યા રેડીઓ એકટીવિટી બંધ પડે છે. ત્યાથી આગળ વધતા અણુના અંદરના ભાગમા જેમ જેમ જવાય છે તેમ તેમ ઇલેક્ટ્રોન્સની સખ્યા પ્રોટોન્સની સંખ્યા કરતાં ઘટતી જાય છે જે તે લઇને પોઝીટીવ ચાર્જીંગ ઉત્તરોત્તર વધતુ જતુ હોઇ રેડીઓ એકટીવિટી ઉત્તરોત્તર વધારે જોર પકડતી જાય છે.

નોંધ—આ નિયમ સર્વ જાતના અણુંને એક સરખો લાગુ પડતો નથી. નોખનોખી જાતના અણુંમા જુદા જુદા સ્થળે નોખનોખો નેગેટીવ અને પોઝીટીવ ચાર્જ રહેલ છે.

## પ્રકરણ ૨

### છિન્ન ભિન્ન કરાયેલ અણુમાં રહેલ રેડીયોએકટીવિટી.

Radio atctivity.

૧ કુદરતમાં રહેલ યુરેનીયમ, રેડીઅમ અને એને મળતી બીજી ધાતુઓના અણુમાં નજરે ન દેખાય તેવાં કિરણો ફેંકવાની શકિત રહેલ છે જેને લઇને ઉપરોકત ધાતુને રેડીયો એકટીવ પદાર્થ કહેવામાં આવે છે અને તેની અંદર રહેલ ઉપરોકત શકિતને રેડીઓ એકટીવિટી કહેવામાં આવે છે. રેડીઓ એકટીવિટીનો કદી નાશ થતો નથી, તેમજ તેના ઉપર ઉષ્ણતાની અસર થતી નથી.

૨ અણુમાં છુપી રીતે રહેલ રેડીઓ એકટીવિટીને છુટી કરવાનો વિધિ—વિદ્યુતનો પ્રવાહ (Electric current) અણુ ઉપર ફેંકવામાં આવતા, અણુ છિન્નભિન્ન થઇ જાય છે અને તેમ થતાં અણુમાં એકદમ ફેરફાર થતાં ધડાકો થાય છે, અને ત્રણ પ્રકારનાં કિરણો જેવાં કે A કિરણો. B કિરણો તથા y કિરણો તેમાથી બહાર આવે છે. ( Lord Rutherford, and prof Soddy ).

૩ l કિરણોમાંના હરએક કિરણમાં રહેલ ચાર્જીંગમાં ૨ પોઝીટીવ આયોનીક ચાર્જીંગ રહેલ છે, જેમાંના આયોન્સ હેલીઅમનાં રહેલાં છે, B કિરણોમાં ઇલેક્ટ્રોન્સનો જોરદાર પ્રવાહ રહેલો છે. y કિરણો X કિરણોને મળતાં છે પરંતુ તેમાં વિદ્યુતનું ચાર્જીંગ રહેલું નથી.

## પ્રકરણ ૩

### વિદ્યુતનાં જુદી જુદી જાતનાં કિરણો

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વિદ્યુતમાં A કિરણો B કિરણો તથા Y કિરણો રહેલાં છે જે ઉપરાંત મુખ્ય બીજી ચાર

જ્વતના કિરણો વિદ્યુતમાં રહેલ છે જેવાંકે કેથોડઝ (નેગેટીવ કિરણો એનોડઝ (પોઝીટીવ કિરણો) x કિરણો તથા બીકરલ કિરણો

૨ ા કાચની એક નળી જેમાં હવા જરાપણ હોય નહી તેમાં નેગેટીવ પોલ (cathode) દ્વારા વિદ્યુતનુ ચાર્જીંગ નાખવામાં આવે તો સદરહુ નળીમાં રહેલ કાચનો ભાગ જે કેથોડની સામેના ભાગમાં રહ્યો છે તેમાં ઝળકારો થાય છે (phosphorescence) જે ક્રિયા ઉત્પન્ન થવામાં સહાયરૂપે એક પ્રવાહ રહેલો છે જેમાં ઇલેક્ટ્રોન્સ ઘણા મોટા પ્રમાણમાં રહેલા છે. (Julius plucker, Sir William Crookes, Stoney) ઉપરોક્ત નેગેટીવ કિરણો (Electrons) નો પ્રવાહ સિધિ રેખામાં વહે છે પરંતુ તે પ્રવાહની દિશા, ઇલેક્ટ્રીક ફીલ્ડ અગર મેગનેટીક ફીલ્ડ વડે ફેરવી શકાય; નેગેટીવ કીરણો વડે યાંત્રિક ગતિ(Mechanical Motion) ઉત્પન્ન કરી શકાય છે,

ઘ પોઝીટીવ કિરણો—ઉપરોક્ત નળીમાં રહેલ કેથોડને કાણો કરી, ઉપરોક્ત ક્રિયા જો કરવામાં આવે તો કેથોડ કિરણો. કેથોડ દ્વારા પાછાં ફરે છે જેમાં ઉજાસ રહેલો છે. (Luminous). આ જાતનાં કિરણોને પોઝીટીવ કિરણો કહે છે

ક X કિરણો—ઉપરોક્ત નળીમાં આઇટેમ અ માં જણાવવામાં આવેલ ક્રિયા દરમ્યાન જે ઝળકારો થાય છે તે કાચના તે ભાગમાંથી સોંસરો બહાર આવે છે જેમાં રહેલ કિરણોના પ્રવાહને x કિરણોના પ્રવાહથી ઓળખવામાં આવે છે. X કિરણો ઘણી ઘણી વસ્તુઓ સોંસરા પસાર થઇ શકે છે.

નેગેટીવ કિરણો કોઇ વસ્તુની સાથે અથડામણમાં આવતાં X કિરણોના રૂપમાં ફેરવાઇ જાય છે.

ङ બીકરલ (Becquerel) કિરણો—ઉપરોક્ત કાચની નળીમાંથી બહાર આવતાં X કિરણો યુરેનીયમ અગર તેવી બીજી

કોઇ ધાતુ સોમરા પસાર કરી અધકારમા રહેન કાગળ ઉપર ફેકવામા આવે તો ઉપરોક્ત કાગળ ઉપર પડછાયો પડે છે (photograph) જે ક્રિયા દરમ્યાન રહેલ કિરણોને બોકરલ કિરણો કહેવામા આવે છે જે જુદી જુદી જાતના પતરા સોસરા પમાર થઇ શકે છે તેમજ જુદી જુદી જાતનાં વસ્તુને આયો નાઇઝ કરે છે અને ઝીંક જેવી ધાતુઓની બનાવટવાળા પદાર્થમા ઝળકારો ઉત્પન્ન કરે છે.

**નોંધ**– આ પ્રમાણે કિરણો જુદા જુદા સાત પ્રકારના રહ્યા છે પરતુ તે સાત જાતના કિરણોનુ ઉપાદાન કારણ નેગેટીવ કિરણો (Electrons નો પ્રવાહ) રહેલા છે

## પ્રકરણ ૪

### સાઇક્લોટ્રોન

૧ ૧૯૪૯ની સાલના ડીસેમ્બર માસની શરૂઆતમા હાવેલ ખાતે સાઇકલોટ્રોન નામના યત્રને, અણુને છિન્નભિન્ન કરવાના કાર્યમા ઉપયોગમા લેવામા આવ્યુ હતુ પૃથિવીની આસપાસમા રહેલ વાતાવરણમા આવી ક્રિયા ઉદ્ભવતી હોય, સાઇકલોટ્રોનની બનાવટ તથા તે વડે થતી ક્રિયા જાણવાની આવશ્યકતા રહે છે.

૨ સાઇકલોટ્રોનની બનાવટ–ગોળ ચક્કર જેવુ, હવાના જરા પણ અશ વગરનુ એક ગોળ પીપ લેવામા આવે છે જેને ઘણી પાવરવાળા ઇલેકટ્રોમેગનેટના બે છેડા વચ્ચે મુકવામા આવે છે. અમુક પ્રકારના વાયુનો પ્રવાહ જે વડે વિજળીના તણખા ઉત્પન્ન કરી શકાય છે તેનો સતત વહેતો પ્રવાહ, ઉપરોક્ત પીપના મધ્ય ભાગમા રહેલ સ્થાન ઉપર ફેકવામા આવે છે જે વડે તે સ્થાનમા પ્રોટોન્સનો પ્રવાહ ઉત્પન્ન કરી શકાય છે

ઉપરોક્ત રીત પ્રમાણે પ્રોટોન્સનો પ્રવાહ શરૂ થતા વેત જ તેના ઉપર ઇલેકટ્રોમેગનેટની અસર થાય છે જેને લઇને




आकृति १ (BOhR)

वातावरण सहित पृथिवी




आकृति २

પ્રોટોન્સનો પ્રવાહ ગોળ કુંડાળા આકૃતિમાં ફરવા લાગે છે. તુરત જ તે પ્રવાહ ઉપર કેટલાક ઇલેકટ્રોડ વડે વિદ્યુતનો ચાર્જ ફેંકવામાં આવે છે જેના વડે ગોળ કુંડાળામાં ફરતાં પ્રોટોન્સની ગતિમાં વધારો થાય છે તેમજ કુંડાળાનો પરિઘ મોટો થાય છે. થોડીવાર પછી ઉપરોકત કેટલાક ઇલેકટ્રોડ વડે તેના ઉપર ફરી વિદ્યુતનો ચાર્જ ફેંકવામા આવે છે જેને પરિણામે પ્રોટોન્સની ગતિમાં વિશેષ વધારો થાય છે તથા કુંડાળાનો પરિઘ વધારે મોટો થાય છે. આમ થોડા થોડા સમયને અંતરે, પ્રોટોન્સના પ્રવાહ ઉપર વિદ્યુતનો ચાર્જ ફેંકવામાં આવતાં પ્રોટોન્સના પ્રવાહની ગતિમાં ઉતરોત્તર વધારો થતો જાય છે તેમજ કુંડાળાનો પરિઘ ઉત્તરોત્તર મોટો થતો જાય છે; છેવટમાં કુંડાળાનો પરિઘ, પીપના અંદરના ભાગને અડકે તેટલો મોટો થાય છે અને તેમ થતાં, ગોળ કુંડાળા આકૃતિમાં ફરતાં પ્રોટોન્સનો પ્રવાહ સદરહુ પીપની બહાર આવે છે જે સમયે તેની ગતિ એક સેકન્ડે ૯૫૦૦૦ માઇલની રહેલી છે.

## પ્રકરણ ૫

### પિંડે તે બ્રહ્માન્ડે

૧ અણુ સંબંધેનું ઉપરોકત સાહિત્ય જાણ્યા પછી લેખકને જણાય છે કે આજથી પૂર્વે ૬૦૦૦ વર્ષ અને ૭૦૦૦ વર્ષ વચ્ચેના સમયમાં અગર તેની પૂર્વના સમયમાં આર્યોને અણુ સંબંધેનું જ્ઞાન સંપૂર્ણ હતું, જેને આધારે કેમ જાણે કે તેઓએ શતપથ બ્રાહ્મણમાં રહેલ સિદ્ધાંતો મુકયા ન હોય! 'પિંડે તે બ્રહ્માન્ડે' કેમ જાણે કે ઉપરોકત જ્ઞાનને આધારે તેઓએ કહ્યું ન હોય?

૨ બોર જેમ કલ્પના કરે છે તેમ આખું સૂર્ય મંડળ કેમ જાણે કે એક અણુ ન હોય. (વાસ્તવિકતાએ તેમ નથી) જેનું ન્યુકલીયસ સૂર્ય હોય અને અણુનું છેક બહારનું પડ, સૂર્યના આસપાસ ફરતા ગૃહો માંહેના છેક છેડા ઉપરના ઓરબીટ (Orbit)

માં ફરતા ગ્રહ સુધી લંબાયલું હોય અને સૂર્યની આસપાસ ફરતો ગ્રહોમાંનો દરેક ગ્રહ-કેમ જાણે એક ઇલેકટ્રોન ન હોય !

૩ એજ રીતે વાતાવરણ અને તેની મધ્યમાં રહેલ પૃથિવીની આર્યોએ કેમ જાણે કે એક અણું તરીકેની કલ્પના કરી ન હોય? જે અણુંના ન્યુકલીઅસના સ્થાનમાં તેઓએ પૃથિવી લીધી હોય અને પૃથિવીની આસપાસમાં રહેલ વાતાવરણના અણુંને બાકીના ભાગ તરીકે લીધેલ હોય, અણુંની મધ્યમાં રહેલ ન્યુકલીઅસથી અણુંની છેક ઉપરની સપાટી સુધી આવતો ત્રણ ગોળ રેખાઓ વડે ભોર જેમ અણુંને ત્રણ ક્ષેત્રમાં વહેંચી નાખે છે તે પ્રમાણે પૃથિવીથી વાતાવરણના છેક ઉપલા પડ સુધી રહેલ વાતાવરણના પ્રદેશને આર્યોએ ત્રણ ક્ષેત્ર જેવાં કે ભૂઃલોક ભુવઃલોક અને સ્વઃલોકમાં વહેંચી નાખેલ છે.

ભૂઃભુવઃ અને સ્વઃલોકમાં રહેલ રેડીઓ એકટીવિટીના સંબંધે શતપથ બ્રાહ્મણમાં રહેલ સિદ્ધાંતો, હાલની અણુશક્તિને લગતા સિદ્ધાંતોને મળતા આવે છે. દાખલા તરીકે જ અણુંના છેક ઉપરના ભાગમાં જેમ મુખ્ય ચાર્જીંગ નેગેટીવ રહેલ છે તેમ, વાતાવરણના છેક ઉપરના ભાગમાં એટલે કે સ્વઃલોકમાં રહેલ વિદ્યુતનું ચાર્જીંગ મુખ્યત્વે નેગેટીવ રહેલ છે જેને લઇને સ્વઃલોકમાં રહેલ રેડીઓ એકટીવિટી મંદ છે.

૪ અણુંછિન્નભિન્ન થયા બાદ અણુમાં રહેલ ઉપરના ભાગમાંથી જેમ જેમ અંદરના ભાગમાં જવાય છે તેમ તેમ નેગેટીવ ચાર્જીંગ ઓછું થતું જાય છે, અને પોઝીટીવ ચાર્જીંગનું પ્રમાણ વધતું જાય, છે, તેમ સ્વઃલોકથી ભુવઃલોક તરફ જતાં નેગેટીવ ચાર્જીંગ ઓછું થતું જાય છે, અને પોઝીટીવ ચાર્જીંગનું પ્રમાણ વધતું જાય છે, જેને લઇને તે પ્રદેશમાં રહેલ રેડીઓ એકટીવિટીની ક્રિયા ઉત્તરોત્તર જોર પકડતી જાય છે.

ક અણુની અંદર એક પ્રદેશ એવો રહેલો છે કે જ્યાં ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સ સમ પ્રમાણમાં રહેલ છે. તેવો જ એક પ્રદેશ ભુવઃલોકમાં રહેલ છે. જ્યાં રેડીઓ એક્ટીવિટી કાર્ય કરતી લગભગ બંધ પડે છે.

ङ અણુની મધ્યમાં રહેલ ન્યુકલીઅસની છેક નજીકના ભાગમાં રહેલ પ્રોટોન્સની સંખ્યા તે પ્રદેશમાં રહેલ ઇલેક્ટ્રોન્સની સંખ્યા કરતાં ઘણા મોટા પ્રમાણમાં રહેલ છે, તેવીજ સ્થિતિ ભૂઃલોકમાં રહેલ હોઇ ત્યાં રહેલ રેડીઓ એક્ટીવિટીનું કાર્ય ઘણું જોરદાર રહેલ છે.

અવિછિન્ન સ્થિતિમાં રહેલ અણુમાં જેમ રેડીઓ એક્ટીવિટી સુસ્ત રહેલ છે તેમ પૃથિવી પણ એક અવિછિન્ન સ્થિતિમાં રહેલ અણુ જેવી હતી, તે સમયે પૃથિવીના વાતાવરણમાં રહેલ રેડીઓ એક્ટીવિટી સુસ્ત હતી.

૪ અણુમાં રહેલ રેડીઓ એક્ટીવિટીની ગતિ અને પૃથિવીના વાતાવરણમાં રહેલ રેડીઓ એક્ટીવિટીની ગતિમાં રહેલ ફેરફારઃ—

આ પૃથિવી રૂપી અણુ છિન્નભિન્ન થતાં તેમાં બે પ્રકારની રેડીઓ એક્ટીવિટી ઉત્પન્ન થએલ છે જેમાંની એક પ્રકારની રેડીઓ એક્ટીવિટીની તાકાત સદાય સારાય વાતાવરણમાં એક સરખી રહેલ છે જેને શતપથ બ્રાહ્મણમાં પ્રજાપત્તિના નામથી સંબોધેલ છે જ્યારે બીજા પ્રકારની રેડીઓ એક્ટીવિટી જેના તાકાતમાં વખતો વખત ફેરફાર થાય છે, તથા વાતાવરણમાં નોખ નોખે વખતે નોખનોખા સ્થળમાં નોખ નોખી તાકાતવાળી રહેલ છે તેને અગ્નિ આંગિરઃના નામથી સંબોધેલ છે.

ચ અણુમાં રેડીઓ એક્ટીવિટીના પ્રવાહની ગતિ અણુના છેક ઉપરના ભાગથી શરૂ થઇ ન્યુકલીઅસ તરફ જવાની છે જ્યારે વાતાવરણમાં રહેલ રેડીઓ એક્ટીવિટીની ગતિ સ્વઃ ભુવઃ

ભૂ સુધી જઇ ફરીને ભૂ ભુવ સ્વ તરફ જવાની છે જેમ થતા વિદ્યુતનુ એક પરિભ્રમણ જેનો સમય એક સૈકાનો રહેન છે (શતપથ) તે પૂર્ણ થાય છે આવી જાતની ચડ ઉતર કરવાની ગતિ આંગિ અગિર મા રહેલી છે. અગ્નિ આંગિર ને ફરવાનું ઓરબીટ સ્વ ભુવ, ભૂ સુધી આવી ભૂ ભુવઃ સ્વ સુધી લગાવુ છે જે ક્ષેત્ર તથા તેમા પરિભ્રમણમા ફરતા અગ્નિ અંગિર ને પુરુષયજ્ઞના નામથી સંબોધિત છે (જુનો ચિત્ર મુખ્ય પૃષ્ટ, ઉપર) સૂર્યની આસપાસ સ્થૂલ પૃથિવીના ઓરબીટમા જેમ મુખ્ય ૪ સ્થાન રહેન છે તેવાજ મુખ્ય ૪ સ્થાન વિદ્યુતના પરિભ્રમણના ઉપરોક્ત ઓરબીટમા રહેલા છે જેનો ક્રમ દિશા તથા સમય નાચે પ્રમાણે છે

સ્વ લોક જ્યાથી અગ્નિ આંગિર ના પરિભ્રમણની શરૂઆત સૈકાના પ્રથમ વર્ષ દરમ્યાન થાય છે ત્યા નેગેટીવ ચાર્જ ગ ઘણા મોટા પ્રમાણમા રહેલું હોઇ તથા પોઝીટીવ ચાર્જ ગ જુજ પ્રમાણ મા રહેલું હોઇ વિદ્યુતનો પ્રવાહ સ્વ લોકમા મંદગતિનો રહેન છે, જ્યાથી ભુવ લોક તરફ જતા પોઝીટીવ ચાર્જ ગનુ પ્રમાણ વધતું જતા ઉત્તરોત્તર વિદ્યુતના પ્રવાહની ગતિમા વેગ આવતો જાય છે તે એ સ્થાન સુધી કે જે સ્થાનમા નેગેટીવ ચાર્જ ગ તથા પોઝીટીવ ચાર્જ ગ સમપ્રમાણમા રહેલુ છે જેને લઇતે તે સ્થાનમા વિદ્યુતના પ્રવાહની ગતિ મંદ રહેન છે ઉપરોક્ત સ્થાન 'પુરુષયજ્ઞની જમણી બાજુએ નાભિની સપાટીએ રહેન છે (અગ્નિ અંગિરનુ અધઃગમન થતા) અને તે સૈકાનુ ૩૩ મું વર્ષ તરીકે રહેન છે જે ભુવ લોકમા આવેલુ છે (Equinox on the Right side) જ્યારે આવુ જ બીજું સ્થાન પુરુષયજ્ઞની નાભિની ડાબી બાજુએ રહેલુ છે (અગ્નિ અંગિરનુ ઉર્ધ્વ ગમન થતા) જે સમય સૈકાના ૬૬ મા વર્ષનો છે (Equinox on the left side) જેમ સ્વ લોકમા એક સ્થાન રહેલુ છે, (પુરુષ યજ્ઞનુ તુરીય) જ્યા નેગેટીવ ચાર્જ ગ મોટા પ્રમાણમા રહેલ છે તથા પોઝી

ટીવ ચાર્જીંગ શેષ રહેલ છે તેમ ભૂઃલોકની નજીકના વાતાવરણમાં (પુરુષયજ્ઞના પાદની સપાટીએ) ચોથું સ્થાન રહેલ છે જ્યાં પોઝી-ટીવ ચાર્જીંગ વધારે પ્રમાણમા રહેલું છે તથા નેગેટીવ ચાર્જીંગ શેષ રહેલ છે જેને લઇને તે સ્થાનમાં રહેલ વિદ્યુતના પ્રવાહની ગતિ મંદ રહેલ છે. આ ચોથુ સ્થાન સૈકાના મધ્યમાં એટલે કે ૫૦ માં વર્ષમાં રહેલું છે.

૧ **નોંધ**—ઉપરોકત ચાર સ્થાનવાળા ઓરબીટમા પરિભ્રમણ કરતી રેડીઓ એકટીવિટી અગ્નિ આંગિરઃ છે અને પરિભ્રમણ એક સૈકાના સમય સુધી ચાલુ રહે છે.

## પ્રકરણ ૬

### પૃથિવીરૂપી અણુનું છિન્ન ભિન્ન થવું.

૧ પૃથિવીરૂપી અણુ છિન્ન ભિન્ન થતાં સૃષ્ટિની ઉત્પત્તિ શરૂ થઇ એટલે કે પૃથિવીની આસપાસ રહેલ વાતાવરણમાં રહેલ રેડીઓ એકટીવિટી કાર્ય કરતી થઇ; પરંતુ પૃથિવીરૂપી અણુ છિન્ન ભિન્ન થયા પહેલાં, પૃથ્વી ઉપર કેવા પ્રકારની સ્થિતિ હતી ! કાંડ ૬ અ ૧ થી ૧ કંડિકાર

असद्वाऽइदमग्रऽआसीत् શરૂઆતમાં સૃષ્ટિનું હોવાપણું ન હતું (અણુ છિન્નભિન્ન થવા પહેલાંની સ્થિતિ.)

જે કંઇ હતું તે પ્રાણ હતો= એટલે કે એ સ્થિતિમાં પૃથિવીની માહે એક જાતનું જીવનતત્ત્વ (radio activity) રહેલ હતું.

કંડિકા ૨ એ પ્રાણની મધ્યમાં ઇન્દ્ર રહેલ છે જે પોતાની શક્તિ વડે, પ્રાણની અંદર રહેલ વાયુને છુટો કરે છે (અન્ય સ્થળે કહ્યુ છે કે પ્રાણમાં અન્ન વડે જે નવું તત્ત્વ ઉદ્ભવે છે તેને પ્રાણભૃત કહે છે અને એ પ્રાણભૃત તત્ત્વમાંથી સર્વ પ્રજા-

પતિઓ ઉત્પન્ન થાય છે કાંડ ૮ અ ૧ બ્રા ૩ કંડિકા ૨) એટલે કે એ સ્થિતિમાં પ્રથમ અવાજ થયો (નાદબ્રહ્મ) જેને લઇને અત્યારસુધી સુપ્ત રહેલ રેડીઓ એકટીવિટી છુટી થતાં તે કાર્ય કરવા લાગી. (ભાગ ૪ પ્રકરણ ૨ આઇટમ ૧ ઘ).

નોંધ– ઇન્દ્ર એટલે અવાજ તેમજ અન્ન એટલે અવાજ સમર્થન–પશુઓ છે એ દેવોનું અન્ન છે, પશુઓ છે એ દેવોના છંદ (અવાજ) છે કાંડ ૧ અ ૮ બ્રા ૨ કંડિકા ૮.

ઇન્દ્રને બે નામથી સંબોધવામાં આવેલ છે જેમકે ૧ ઇન્દ્ર વિશ્વકર્મા એટલે કે પારિભ્રમણની શરૂઆતમાં થતી ગર્જના જેના વડે વિદ્યુતનો કાર્ય કરવાની શક્તિ શરૂ થાય છે. ૨ ઇન્દ્ર વિમૃધ એટલે કે વિનાશ કરતો ઇન્દ્ર જેના વડે પરિભ્રમણના અંતમાં વિદ્યુત કાર્ય કરતો બંધ પડે છે.

પ્રાણ ઉત્પન્ન થતાં તેમાં જુદી જુદી જાતના ૭ પુરુષો ઉત્પન્ન થાય છે, આ ક્રિયા અણું છિન્નભિન્ન થતાં, ઉત્પન્ન થતાં ૭ પ્રકારના કિરણોને ઉદ્દેશીને લખાયેલી હોય તેવું જણાય છે. અણું છિન્નભિન્ન થતાં, ઉત્પન્ન થતાં કિરણોની સંખ્યા મૂળમાં ૩ રહેલ છે [ભાગ ૪ પ્રકરણ ૨ આઇટમ ૧ ઘ) પરંતુ ઉપરોક્ત ૩ જાતના કિરણોના મૂળમાં બીજાં ૪ પ્રકારનાં કિરણો રહેલાં છે જેવાં કે નેગેટીવ રેઇઝ, પોઝીટીવ રેઇઝ X રેઇઝ અને બીકરલ રેઇઝ.

કંડિકા ૩ તથા કંડિકા ૬–આ ૭ પુરુષોનો સંયુક્ત એવો એક પુરુષ થયો જેને પ્રજાપતિના નામથી સંબોધવામાં આવે છે એટલે કે ઉપરોક્ત ૭ પ્રકારના કિરણો એક સાથે કામ કરવા લાગે છે જેને રેડીઓ એકટીવિટી કહેવામા આવે છે, તેને શતપથ બ્રાહ્મણમાં પ્રજાપતિ તરીકે ઓળખાવેલ છે.

કંડિકા ૪ ઉપરોક્ત ૭ પુરુષોનો જીવન પ્રાણ (Life Sap) પ્રજાપતિના શીર્ષમાં રહ્યો જ્યાં શ્વાસોશ્વાસની ક્રિયા શરૂ થાય છે

એટલે કે 'પુરૂષ યજ્ઞ'નું શીર્ષ એટલે સ્વઃ લોકમાં રહેલ વાતાવરણમાં પ્રથમ રેડીઓ એક્ટીવિટી (અગ્નિ અંગિરઃ) કાર્ય કરતી શરૂ થાય છે, જેને લઈને શરૂઆતમાં ગતિવાળાં વર્તુલો ઉદ્ભવે છે.

નોંધ—પૃથિવી રૂપી અણુ ક્યારે છિન્નભિન્ન થયું તે સંબંધે નાસદીયસુક્ત ઋચા ૬–૭માં કહેલ છે કે સૃષ્ટિની શરૂઆત ક્યારે થઈ તે સંબંધે દેવો કંઈ કહી શકે નહિ કારણ કે દેવોની ઉત્પત્તિ સૃષ્ટિની શરૂઆત થયા પછી થઇ છે. આ વિશ્વના અધ્યક્ષ (હિરણ્ય ગર્ભ) જે આકાશમાં રહેલ ઉંચેના સ્થાનમાં રહે છે તે પણ સૃષ્ટિની શરૂઆત ક્યારે થઇ તે સંબંધે જાણતા હોય અગર ન પણ જાણતા હોય; મતલબ કે પૃથિવી રૂપી અણુ આજથી કેટલા વર્ષ પૂર્વે છિન્નભિન્ન થયું તે કોઇ કહિ શકે તેમ નથી.

અહિં સવાલ ઉપસ્થિત એ થાય છે કે અણુને એકજ વખત છિન્નભિન્ન કરી શકાય અને તેમાં સુરત રહેલ રેડીઓ એક્ટીવિટીને એકજ વખત છુટી કરી શકાય તો પૃથિવી રૂપી અણુમાં છિન્નભિન્ન થવાની ક્રિયા તથા રેડીઓ એક્ટીવિટી છુટી થવાની ક્રિયા અનેક વખત કેમ હોઇ શકે? જવાબ એ રહેલો છે કે સાધારણ અણુ તો માત્ર એકજ અણુ તરીકે રહેલ છે જ્યારે પૃથિવી રૂપી અણુમાં અનેક અણુઓ સમાયેલા છે તથા રોજ નવા અનેક અણુઓ ઉત્પન્ન થાય છે જેને લઇને પૃથિવી ઉપર પૃથિવી રૂપી અણુ છિન્નભિન્ન થવાની ક્રિયા આજે કેટલાંય વર્ષો થયાં ચાલી આવે છે, તથા તે ક્રિયા ભાવષ્યમાં કેટલાંય વર્ષો સુધી ચાલુ રહેશે. નોંધ-(Process of Electrolysis).

૨ પ્રજાપતિ (રેડીઓ એક્ટીવિટી) ઉત્પન્ન થયા પછી પ્રજાપતિની પ્રજા (radio activity in different forms) ઉત્પન્ન થાય છે, જેમ કે;

કાંડ ૧૧ અ. ૧ બ્રા. ૬ કંડિકા ૧૫ પરમેષ્ઠિન પ્રાજાપત્યે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ પેખ્યો જે તેણે કર્યો જે વડે તે આપઃ બન્યો નોંધ–આપ. એટલે જળ એટલે નેગેટીવ કિરણો (Electrons)નો પ્રવાહ. સમર્થન–આપઃ અગર પય હાનિકર્તા નથી; તે મિત્ર જેવા છે. જુવો મિત્રા વરુણ ગ્રહ કાંડ ૧ અ.૬ બ્રા. ૩ કંડિકા ૨૪ Electronsના પ્રવાહ સિવાય બીજાં કિરણોને પ્રવાહ બાળી નાખે તેવો (Scorching) છે જેથી તેને 'વરુણ' (Boiling water)ના નામથી સંબોધેલ છે. શરૂઆતમાં ઇલેક્ટ્રીન્સનો પ્રવાહ શરૂ થાય છે. [ભાગ ૪, પ્રકરણ ૩,૨]

કંડિકા ૧૭ પરમેષ્ઠિન પ્રાજાપત્યે, પ્રજાપતિ માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો જેના વડે પ્રજાપતિ પ્રાણ બન્યો આપઃ ઉત્પન્ન થયા પછી એક માસ બાદ રેડીએ એક્ટીવિટી કાર્ય કરવા લાગી.

કંડિકા ૧૮–પ્રજાપતિએ ઇન્દ્ર માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો જે વડે ઇન્દ્ર વાક્ બન્યો. રેડીએ એક્ટીવિટી કાર્ય કરતી શરૂ થયા પછી એક માસ બાદ ગર્જનાનું બીજ ઉદ્ભવ્યું.

કંડિકા ૧૯–ઇન્દ્રે અગ્નિ અને સોમ માટે પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો; જે વડે અગ્નિ ખાનાર અને સોમ ખાદ્ય બન્યો. ગર્જના ઉદ્ભવ્યા પછીના ઉત્તરોત્તર એક એક માસને અંતે નવું ઉત્પન્ન થતું પોઝીટીવ ચાર્જીંગ, તે પહેલાના માસના અંતમાં રહેલ વિદ્યુતના રૂપમાં ઉમેરાતું જાય છે, જેને લઇને ઉત્તરોત્તર વિદ્યુતના પાંચ રૂપ ઉત્પન્ન થાય છે જેને પાંચ દેવના નામથી સંબોધેલ છે.

કંડિકા ૨૦ પાંચ દેવોએ પૂર્ણિમા અને અમાવાસ્યાનો યજ્ઞ કર્યો જે વડે તેઓએ પૂર્વ દિશા પેખી. અહિ મેષાદી શરૂઆતનું પ્રથમ વર્ષ છે, જેમાં પહેલા માસના રેડીએ એક્ટીવિટીનું દિશા-

ઓમાં રહેને પરિભ્રમણ શરૂ થાય છે, જેની શરૂઆત પૂર્વ દિશા-માંથી થાય છે. નોધ–આ સાથે વિદ્યુતના જથ્થા ઉપર પૃથિવી રૂપી મેગનેટની અસર થાર છે જેને લઇને વિદ્યુતનો જથ્થો ગોળાકાર આકૃતિમાં ફરવા લાગે છે અને જુદા જુદા સમયે પૃથિવીના બે છેડા (ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ)નુ સ્થાન જેમ જેમ જુદી જુદી દિશાઓમાં ફરતું જાય છે તેમ તેમ વિદ્યુતનો જથ્થો તેમની જુદી જુદી દિશાઓમાં ખેંચાતો જાય છે.

ઉપરોકત આદિત્ય ઉપરથી બે ક્રિયાઓ વિષે સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા રહે છે જેવી કે —

૧ પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે ઉદ્ભવતી વિદ્યુતની ક્રિયા.

૨ પૃથ્વીના બે છેડાનું જુદી જુદી દિશા તરફ વળવું.

## પ્રકરણ ૭

### પુર્ણિમા અને અમાવાસ્યા

૧ પૂર્ણિમા અને અમાવાસ્યાના દિવસોએ વિદ્યુતના જુદી જુદી જાતની ક્રિયા ઉદ્ભવે છે. પૂર્ણિમાના દિવસે ઉદ્ભવતી ક્રિયાને 'સોમયાગ' કહે છે, અમાવાસ્યાને દિવસે ઉદ્ભવતી ક્રિયાને 'સત્રય' કહે છે.

સોમયાગ કર્યો ન હોય તેનાથી સત્રય થઇ શકતું નથી કાંડ ૧ અ ૬ બ્રા ૪ કંડિકા ૧૦ એટલે કે અમાવાસ્યાને દિવસે ઉદ્ભવતી ક્રિયાના મૂળમા પૂર્ણિમાને દિવસે ઉદ્ભવતી ક્રિયા રહેલ છે.

પૂર્ણિમાને દિવસે પૃથિવી ઉપર રહેલ સર્વ પદાર્થો ઉપર ચંદ્રનું આકર્ષણ મોટા પ્રમાણમા રહેલુ છે એવું તે દિવસે સમુદ્રમા ભરતી આવવા ઉપરથી જણાય છે. પૃથિવી ઉપર રહેલ જળનો જથ્થો જેમ ચંદ્ર તરફ ખેંચાય છે, તેવી રીતે વાતા-

કરણોના પ્રવાહ, વાતાવરણમાં રહેલ અન્ય અણુઓ ઉપર પડતાં, સદરહુ અણુઓ છિન્નભિન્ન થાય છે જેના વડે વાતાવરણમાં રેડિઓ એક્ટીવિટી છુટી થતાં, સાત પ્રકારનાં કિરણો વાતાવરણમાં છેક ઉપરના ભાગમાં (સ્વઃલોક) ગોળ આકૃતિમાં ફરવા લાગે છે કહો કે વાતાવરણમાં વર્તુલો પ્રથમ ઉત્પન્ન થાય છે.

૫ પ્રથમ એક વ્યક્તિ હતી જેમાંથી સ્ત્રી અને પુરૂષ જુદાં પડયાં જે ફરીને ત્રીજી અગર ચોથી પેઢીએ એકમેક થાય છે કાંડ ૧ અ. ૮ બ્રા. ૩ કંડિકા ૬ એટલે કે શરૂઆતમાં રહેલ વિદ્યુતનું મૂળ અંગ સૂર્યમાં રહેલ છે જેમાંથી પ્રથમ ઇલેક્ટ્રોન્સ (સ્ત્રી અંગ) ઉદ્‌ભવે છે અને પાછળથી એ ઇલેક્ટ્રોન્સનું ચંદ્ર ઉપર રૂપાંતર થતાં તેમાંથી વિદ્યુતનું પુરૂષ અંગ ઉત્પન્ન થાય છે. (પ્રથમ શતરૂપા થયાં જેણે તપશ્ચર્યા કરી જેના વડે શતરૂપામાંથી મનુભગવાન ઉત્પન્ન થયા–વાયુ પુરાણ).

નોંધ :–૧ સર આઇઝેક ન્યુટન કલ્પના કરે છે કે ઘર્ષણ સિવાય અન્ય સાધનો વડે કુદરતમાં વિદ્યુતનો પ્રવાહ ઉત્પન્ન થતો હોય! ઉપરોક્ત કલ્પનાને અહિં રહેલ પ્રકરણ ૭મા આપેલ સાહિત્ય ઉપરથી ટેકો મળે છે.

નોંધ ૨—સુદિના દિવસો દરમ્યાન પૃથિવીના વાતાવરણમા ઉત્પન્ન થતા ઇલેક્ટ્રોન્સના પ્રવાહને, પય, આપઃ અગર અગ્નિ કહેવામાં આવેલ છે જે સ્ત્રીલિંગ છે જે સૂર્યમાથી પૃથિવી ઉપર પડે છે, જ્યારે વદિના દિવસો દરમ્યાન ચંદ્ર ઉપર ઇલેક્ટ્રોન્સનું જે રૂપાતર થાય છે તેને સોમ કહેલ છે જે પુલ્લિંગ છે અને અમાવાસ્યાને દિવસે ઉપરોક્ત વિદ્યુતનાં બે અંગ વાતાવરણમાં કાર્ય કરતા થતા વિદ્યુતનું જે રૂપ ઉદ્‌ભવે છે તેને આજ્ય ના નામથી સંબોધેલ છે, માટે જ કહ્યું છે કે द्वय वा इदं न तृतीयमस्ति કાંડ ૧ અ. ૧ બ્રા. ૧ કંડિકા ૪.

૬ પ્રથમ અમાવાસ્યાને દિવસે વિદ્યુતનું જે રૂપ ઉદ્‌ભવે છે તેમાં ત્યાર પછી આવતી અમાવાસ્યાને દિવસે ઉત્પન્ન થતું વિદ્યુતનું તત્ત્વ આજ્ય ઉમેરાતાં વિદ્યુતનું તદ્દન નવુ રૂપ ઉદ્‌ભવે છે,.

અને એ પ્રમાણે ઉત્તરોત્તર આવતી દર અમાવાસ્યાને દિવસે વિદ્યુતનાં એકમેકથી જુદાં પડતાં પાંચ રૂપ ઉત્તરોત્તર ઉત્પન્ન થાય છે (ભાગ ૪ પ્રકરણ ૬, ) માટે જ કહ્યું છે કે પદપાત્રો જોડીમાં લેવામાં આવે છે. બે પદાર્થ વડે મિથુન થાય છે કાંડ ૧ અ ૧ થા. ૧ કંડિકા ૨૨, અને તેમ થતાં અંતમાં વિદ્યુતનું પરિભ્રમણ શરૂ થાય છે.

## પ્રકરણ ૮
## વિદ્યુતનું પરિભ્રમણ

૧ જેવી રીતે સૂર્યની આસપાસ રહેલ પૃથ્વીનું એક પરિભ્રમણ એક વર્ષના સમયનું રહેલ છે તેવી રીતે અમુક વસ્તુની આસપાસનું સૂર્યનું એક પરિભ્રમણ એકસો વર્ષના સમયનું રહેલું હોય તેમ જણાય છે, અને એ એકસો વર્ષનો સમય ૩૩ વર્ષનો એક ભાગ એવા ત્રણ ભાગમા વહેંચાયેલો છે.

૨ પ્રથમ ૩૩ વર્ષના બનેલ પ્રથમ ભાગની શરૂઆતમાં અગ્નિ (Electrons)નો પ્રવાહ તથા સોમ (Electrons માં થી રૂપાંતર થયેલ કિરણોનો પ્રવાહ) કાર્ય કરતા થતાં,રેડીઓ એકટીવિટી કાર્ય કરવા લાગે છે, જે અગ્નિ અંગિરઃ ૩૩ વર્ષના અંતમાં કાર્ય કરતી બંધ પડે છે કારણ કે ૩૩ મુ વર્ષ એ વિદ્યુતના સંપાત (Equinox ભાગ ૪ પ્રકરણ ૫, ૨ વ) છે; જ્યાં Electrons તથા Protonsની સંખ્યા સમપ્રમાણમાં રહેલી છે.

૩ બીજા ૩૩ વર્ષની શરૂઆતમાં ઇલેકટ્રોન્સ તથા પ્રોટોન્સની સંખ્યામાં ફારફેર થતાં ફરીને રેડીઓ એકટીવિટી કાર્ય કરતી થાય છે, જે ૬૬ વર્ષના અંતમાં કાર્ય કરતી બંધ પડે છે કારણ કે ૬૬ મું વર્ષ એ વિદ્યુતમાં રહેલ મૂળ અંગનો બીજો સંપાત કાળ છે.

૪ ફરીને ૩૩ વર્ષનો ત્રીજો ભાગ શરૂ થાય છે, જે દરમ્યાન રેડીઓ એકટીવિટી ફરીને કાર્ય કરવા લાગે છે, જેનો અંત ૯૯ વર્ષના અંતમાં થાય છે.

૫ સૈકાનું છેલ્લું વર્ષ એ ગર્ભનું વર્ષ છે, એટલે કે રેડીઓ એકટીવિટી (અગ્નિ આંગિરઃ ભાગ ૪ પ્રકરણ ૫, અ) વાતાવરણ બહાર જાય છે અને એક વર્ષ બાદ ફરીને તે વાતાવરણમાં દેખાય છે, કેમ જાણે કે ગર્ભાશયમાં એક વર્ષ રહ્યા બાદ તેનો પુનરજન્મ થતો ન હોય.

સમર્થન-કાંડ ૧ અ. ૮ બ્રા. ૩ કંડિકા ૨૭ જુહુ (Negative charging) અને ઉપભૃત (પોઝીટીવ ચાર્જીંગ) એ બે ચમસ (Spoons)ની જોડી છે, જેને યજ્ઞની શરૂઆતમાં જોડવામાં આવે છે, જે સ્વિષ્ટકૃત વખતે (પ્રથમ સંપાત) અલગ થાય છે. તુર્તમાં તેમને ફરી જોડવામાં આવે છે જે અનુયાજ વખતે (બીજો સંપાત) ફરીને અલગ થાય છે, ફરીને તેમને જોડવામાં આવે છે જે યજ્ઞના અંતમાં મુસાફરી પૂર્ણ થતાં ફરીને જુદા પડે છે. યજ્ઞના અંતમાં પુત્રનો જન્મ થાય છે. નોંધ-પુત્ર એટલે નવો ઉત્પન્ન થતો અગ્નિ અંગિરઃ

નોંધ-ઉપરોકત વિધાનથી સમજાય છે કે વિદ્યુતનો પ્રવાહ ૩૩ વર્ષના સમય પર્યંત વહ્યા કરે છે જે માન્યતાને 'Thirty years of Light Scattering' ની થીઅરીથી ટેકો મળે છે.

૩૩ વર્ષના સમયનો એક ભાગ, ફરીને ૧૧, ૧૧ વર્ષનો એક ભાગ એવા ત્રણ ભાગમા વહેંચાયલો રહે છે, જે દરેક ૧૧ વર્ષના સમય દરમ્યાન રેડીઓ એકટીવિટીના ચડઉતરની ગતિ ૪૦ વખત (એક દિશામાં ૧૦ વખત) થાય છે.

## ઉપસંહાર

૧ આ પુસ્તકમાં રહેલ ભાગ ૧ તથા ભાગ ૪ માં રહેલ સાહિત્ય ઉપરથી જણાય છે કે શતપથ બ્રાહ્મણના સિદ્ધાંતો જનસમાજ સમક્ષ મુકવામાં આવ્યા તે સમયે આર્યોને રેડીઓ એકટીવિટી સંબંધેનું જ્ઞાન સંપૂર્ણ હતું જે જ્ઞાન સંપાદન કરવા માટેના સાધનો તરીકે તેમની પાસે આધુનિક ઢબની પ્રયોગશાળાઓ